શ્રી

# નવીન નવલ કથા.

# પ્રભાત—ચંદ્ર.

કર્ત્તા.

પ્રભાશંકર ગોવિંદરામ શુક્લ. મુ. મુડેટી.

" महानुभावसंसर्गः कस्य नोन्नतिकारकः "

" रथाम्बु जाह्नवीसंङ्गात्रिदशै रपिवन्द्यते "

એક ગ્રંથ.

અર્થ:—માહાત્મા પુરૂષનો સંબંધ કોની ઉન્નતી કરતો નથી? સર્વની કરે છે; શેરીના પાણીને ગંગાના સંગથી દેવતાઓ પણ નમે છે.

પ્રસિદ્ધ કર્ત્તા.

મણિશંકર હરિશંકર ત્રીવેદી કુકડીઆનિવાસી.

ઠે૦ ગોપાળજી ખીમજીની વાડીમાં પેડેલે દાદરે, દાઉદજીની ગલીમાં ભુલેશ્વર - મુંબઈ. નં. ૨.

સને ૧૯૧૫.

મૂલ્ય રૂ ૧—૦—૦.

# સ્નેહાંજલિ.

પુજ્ય વડીલ ભ્રાતા—

**શીવશંકર ગોવિંદરામ શુકલ.**

આપના પવિત્ર ચરણમાં.

શાર્દુલવીક્રિડિત.

" મૂકીને સ્વર્ગે ગયા પિતુ મને શિશુ અવસ્થા મહીં; "
" ત્યાંથી પ્રાણ સમાન રાખ્યો મુજને, ભિન્નત્વ સ્વપ્ને નહિ. "
" કીધાં છે અતિ લાડ કોડ મુજ તણાં, ભ્રાતા સ્નેહાળુ તમે "
" રાખી ખંત અપાર આપ હૃદયમાં, વિદ્યા શિખાવી મને "
" દાબ્યો છે ઉપકાર બોજ અતિ થકી (હું) રૂણી સદા આપનો "
" અર્પુ છું સ્નેહાંજલિ આપ ચરણમાં, ભ્રાતા લઘુ આપનો "

લી. હું છું.

આપના ચરણની રજ.

આપનો લઘુ ભ્રાત.

**પ્રભાશંકર ગોવિંદરામ શુકલ.**

# લેખકની જન્મભુમિનું અવલોકન.



લેખકઃ—પ્રભાશંકર ગોવિંદરામ શુકલ.

—સવૈયા—

" મુમ્બાપુરીથી નીકળતાં જન, ઇડર તણી ટીકીટ લેજો; "
" ઇડરથી સુલભ **મુડેટી,** ઉદય અંગ ભણી વળજો. "—૧
" સાત કોસ રસ્તો માપીને, પ્રયાણ વધુ કરતાં ડરજો; "
" **સુરજમલની મુડેટીનું,** નામ પુછી નિપુણ બનજો. "—૨
" દર્શન કારણ મુડેટીથી, પૂર્વે પાંડવ કોસ વધજો; "
" રક્તપિત્ત નિવારણ કર્ત્તા, **ભુવનેશ્વર** અંતર ધરજો. "—૩
" ઉત્તરે ડુંગરમાં **વિરેશ્વર,** પશ્ચિમે **ચંપેશ્વર** જાણ; "
" **ભિમાશંકરી** દક્ષિણમાં છે, સ્નાન કરે પાતકની હાણ. "—૪
" ઇશાનમાં **લુંકદેવ** ગીરીપર, ભવિષ્ય કથે છે આપો આપ;"
" વાયવ્યમાં **કાળી-અગાશી,** ત્યાંથી **નિલકંઠેશ્વર** બાપ."—૫
" અગ્નિકોણે **વૈજનાથ** બિરાજે, નિકટ છે ત્યાં **રાજમંદિર** "
" **રામલક્ષ્મણ** મૂર્તિનાં દર્શન, વળી હનુમાન તણાં ગંભીર."—૬
" મધ્યે **સુલપાણેશ્વર** રક્ષિત, ઉકત દેવ ચો'દિશ કરે;"
" માતા **જન્મભૂમિને** વંદન, **પ્રેમથી બાળક તેનો કરે.**"—૭

" **કાશી** તુલ્ય ભૂમિ **મુડેટી**, મુખ્ય વાસ છે **વિપ્ર** તણો; "
" અષ્ટ પ્રહર ત્યાં વિપ્રમુખથી, થાય છે **વેદધ્વની** તો ઘણો."—૮
" **સુરજમલ** સુત ઇન્દ્રભાણુની, હાલ ઉભય સુતજોડ વસે;"
" કાંતિ ઉભય **દશરથ** સુત જેવી, ખરે **રામ**ની જોડ દીસે."—૯
" **રાજ્યધિકાર** મુડેટીપર છે, **લક્ષ્મણસિંહજી** રામ તણો;"
" **ન્યાયનીતિ** નિજ હૈડે જેની, પ્રજા પુત્રીપર **પ્રેમ** ઘણો."-૧૦
" લક્ષ્મણ તુલ્ય **રણજીતસિંહજી**, વડીલ તણી **આજ્ઞા** પાળે;"
" ધન્ય પ્રભુ તેવા **પુત્રો**ને, સંપીને નિત જે ચાલે. "-૧૧
" **ધર્મ ધુરંધર**, **જ્ઞાનનિપુણ** વળી, ગોબ્રાહ્મણના **પાળ** અરે;"
" **ન્યાયી,પ્રતાપી,વિનય-વિવેકી**, ઇન્દ્રીયનિમગ્નને **શાણા ખરે**-૧૨
" **ઉક્ત** ગુણ છે ઉભય બંધુમાં, **દીર્ઘાયુષ્ય પ્રભુજી** કરજો;"
"**સુતગોવિંદની આશીશ** છે પ્રભુ, રિદ્ધિને સિદ્ધિ દેજો."-૧૩

---

## વિપ્રોન્નતી સાધક સંગિત.

( એક સરસ વાત......એ રાગ. )

એક સરસ હીત સમજાવુંરે.........ધર્મનીતિએ
કુંચી શાસ્ત્ર કથાની બતાવુંરે.........ધર્મનીતિએ
જ્યારે રચી રચના બ્રહ્માએ,
કર્યા વેદ[1] વર્ણાશ્રમ ત્યારે;
વિપ્ર ક્ષાત્રી વણિકને શુદ્રેરે..........ધર્મનીતિએ
વિપ્ર મુખ બ્રહ્માએ કીધું,
વળી ઉત્તમ પદને દીધું;
આપી શાસ્ત્ર શાખ પુરાણેરે........ધર્મનિતિએ
જેથી સફળ મનોરથ થાએ,
વળી ભવનાં પાતક જાએ;
તે સેવા વિપ્ર પ્રતાપેરે.............ધર્મનીતિએ
સિહ ખાએ ખડને જ્યારે,
અન્ય વિપત કઇ કહેવાએ
જો વેદને વિપ્ર ન જાણેરે..........ધર્મનીતિએ
જો માત શિશુને[2] હણશે,
પછી કોણ શિશુ હિત કરશે;
જો ધર્મ હિણુ દ્વિજ[3] બનશેરે......ધર્મનીતિએ
હિત માની અંતર ધારો,
નહિ વિપરિત વાત વિચારો;
સુત ગોવિંદ વિનતિ ધારોરે........ધર્મનીતિએ

લી, પ્રભાશંકર ગોવિંદરામ શુકલ.

---

1 વેદ—ચાર. 2 શિશુ—બાળક. 3 દ્વિજ—બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય.

# લેખકની નમ્ર વિજ્ઞપ્તિ.

આનંદોદ્યાનના સ્નેહ પુષ્પોથી વાચક વર્ગને વધાવી લેખક આજે આ નવલકથાનું કાર્ય પૂર્ણ થતું જોઈ પોતાને મહઃ ભાગ્ય માનતો પય અને વારિ ઉભય મિશ્રણથી ભરેલા વાટકા રૂપ આ નવલકથા વાચક વર્ગ! તારા કરકમલમાં મુકે છે, જે ગુણગ્રાહી હંસ રૂપ બની લેખકના અવદોષોનો ત્યાજ્ય કરી કથાના રહસ્ય રૂપ ગુણને ગ્રહણ કરીશ તો લેખકને પોતાના પ્રયત્નની સાફલ્યતા લેખી સંતોષ થશે.

પ્રયત્નહિણ મનુષ્ય પ્રમાદિ લેખાય છે, અને પ્રયત્ન કરનાર ઉન્નતિના શિખરે પહોંચી શકે છે તે સુત્રને અનુસરી લેખક આ નવલકથા પ્રયોજવામાં બે વર્ષથી પ્રયત્નશીલ હતો. આજે અખિલ વિશ્વપતિની કૃપાથી પ્રયત્નનું સાફલ્ય આ નવલકથા પૂર્ણ કરવાને ભાગ્યશાળી થયો છે.

જન સમાજને રૂચીકર થવા, ક્ષણે રોમાંચ કરવાની સાથે પરમાનંદ અને કલ્યાણ સુખમાં તલ્લિન કરવાની ધારણાએ લેખકે પોતાની બુદ્ધિ ખરચવામાં કમીના રાખી નથી; છતાં શુભાશુભ ફળ પામવાનો આધાર જનસમાજની રૂચી ઉપર છે.

અંતિમ વાચક ગણને મારે જણાવવું જોઇએ કે દોષ રહિત હોવાનો મારો બીલકુલ દાવો નથી કેમકે દોષ એ હૃદયનું અણધાર્યું અહિત ચિન્હ છે કે જેની પ્રબળ સત્તાને આધિન અખિલ વિશ્વ છે તો હું ક્ષુદ્ર વ્યક્તિ ક્યાંથી બચી શકું.

વાચક બંધુ, લેખકનો પ્રથમ પ્રયાસ ધ્યાનમાં લઈ લખાણમાં રહેલી ભુલોને સુધારી વાંચશે એવી લેખકની નમ્ર વિજ્ઞાપના છે. અસ્તુ.

ફાલ્ગુની પૂર્ણીમા
વિક્રમાર્ક ૧૯૭૧
ભુલેશ્વર, ભાણાભાઇની ચાલ
મુંબઈ. નં. ૨

લી. નમ્ર લેખક,

પ્રભાશંકર ગોવિંદરામ શુકલ.

# પ્રસિદ્ધકર્ત્તાનો ખુલાસો.



મારા પરમ સ્નેહી **પ્રભાશંકર ગોવિંદરામ શુક્લ** મુડેટીનિવાસીનું "પ્રભાતચંદ્ર" નામક નવલકથાનું લખાણુ જોતાં મને ઘણુંજ પ્રિય થઇ પડવાથી તે એ લઘુ પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવાની મારા હૃદયમાં પ્રબળ ઇચ્છા ઉદ્ભવવાથી મેં મારા સ્નેહી **પ્રભાશંકરની** રજા લઈ આ પુસ્તક બહાર પાડયું છે જે જનસમાજને પ્રિય નીવડશે તો મ્હારી ઇચ્છા સફળ થએલી સમજીશ.

આ પુસ્તકમાં હસ્તદોષ કે પ્રુફ સુધારવાના દોષ વગેરેથી ભુલ થએલી હોય તો ક્ષંતવ્ય કરશો.

**ભુલેશ્વર, ગોપાળજી**
**ખીમજીની** વાડી, મુંબઇ.
ફાલ્ગુની પૂર્ણીમા
વિક્રમાર્ક ૧૯૭૧

લી. નમ્ર
**પ્રસિદ્ધ કર્તા,**
**મણિશંકર હરિશંકર ત્રીવેદી.**



પાછળની શુદ્ધિપત્રિકા માટે

વાંચકગણનું ધ્યાન

ખેંચવાની રજા

લઉં છું.



# શુદ્ધિપત્રિકા.

| અશુદ્ધ— | શુદ્ધ— | પૃષ્ઠ— | પંક્તિ. |
|---|---|---|---|
| शक्ति योगा | शक्तियोगा | १ | १ |
| क्कु | क्तु | १ | २ |
| द्धं | ढ्ढं | ३ | २ |
| ध्नि | न्धि | ३ | २ |
| पूर्ग | पूर्गं | ३ | २ |
| मूत्र पुरीशयोः | मूत्रपुरीषयो | ३ | २ |
| म | त | ३ | ३ |
| ભાગીતૂટી | ભાગ્યાતૂટયા | ૩ | ૧૬ |
| શ્રીમદ્ભગવદ્ગીતા | એક ગ્રંથ | ૧૩ | ૧૨ |
| ने | ते | १७ | ३ |
| र्थाः | र्या | १७ | १७ |
| स्व | स्य | २१ | १२ |
| તિવ | તિત્ર | ૨૧ | ૧૯ |
| पुत्र दारा | पुत्रदारा | २३ | १८ |
| ભળવો | ભળવું | ૨૫ | ૧૯ |

विगत मात मदा मुदिताशयाः-विगतमानमदामुदिताशयाः २७-१२

पोड शशाङ्कसमांत्विप–पादशशाङ्कसामांत्विषः २७ १३
मकृत संव्यवहार विहारिणास–प्रकृतिसंव्यवहारविहारिणा–२७–१४

| | | | |
|---|---|---|---|
| त्वि | स्त्वि | २७ | १५ |
| पः | वः | २७ | १५ |
| અનહદ | અને મદ | ૨૭ | ૧૭ |

જેના આશયનું લોક મોહન કરે છે.–જેનું અંતઃકરણ આનંદિત છે–૨૭–૧૭

| | | | |
|---|---|---|---|
| મનઃકાન્તિ | શાન્તિ | ૨૭ | ૧૮ |
| થવા | કરવા | ૩૦ | ૭ |
| वृद्धिगत् | वृद्धिंगत | ३० | १५ |
| સં | શઃ | ૩૨ | ૧૩ |
| બોંધી | બાંધી | ૩૩ | ૨૦ |
| બદામ | બદામનો | ૩૩ | ૨૨ |
| સંબોધ | સંબન્ધ | ૩૫ | ૩ |
| દ્વાર | હાર | ૩૭ | ૧૧ |
| ञ्जि | ज्झि | ४० | २१ |
| नि | त्रि | ४३ | ११ |
| ततो | स्ततो | ४३ | २ |
| स्व | स्य | ४६ | १२ |
| त्वा | त्का | ४६ | १३ |
| વાટિકા | ઉદ્યાન | ૬૧ | ૧૯ |
| त्रि | त्रि | ७२ | ३ |

| | | | |
|---|---|---|---|
| रमायेतत्र | रमादेतत्स | ૭૨ | ૪ |
| क्तु | क्त | ૮૩ | ૧ |
| કાગના દિવસ | કાગના | ૧૦૬ | ૨૧ |
| સુખ | મુખ | ૧૧૭ | ૧૩ |
| વાપરતા | થતો | ૧૧૯ | ૧૫ |
| શું | થું | ૧૩૮ | ૨૦ |
| ચતુર્થ | તૃતીય | ૧૪૦ | ૨૨ |
| માનું | માની | ૧૪૩ | ૪ |
| સંબંગી | સંબંધી | ૧૪૫ | ૧ |
| बं | व | ૧૫૧ | ૯ |
| द्दा | ध्या | ૧૮૭ | ૧૮ |



સ્વર્ગસ્થ **મોતિલાલ દલપતરામ દેસાઇ,** સાૌલીસીટર.



જન્મ—આશ્વિન સુદી ૧૧, ૧૯૧૭. મૃત્યુ—કાર્તિક વદ ૯, ૧૯૫૦.

**સ્વર્ગસ્થનો પ્રભુપ્રતિ ઉદ્‌ગાર.**

**मम परब्रह्म मातु मम परब्रह्म तात ॥**
**मम परब्रह्म भगिनी मम परब्रह्म भ्रात ॥**
**मम संसार उदधिथी तरवा तुं नाव ॥**
**पाहि माम् शरणांगत शरणले त्वं नाथ ॥**

# અર્પણ પત્રિકા.



" सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीद्रियम् "
" यं लब्ध्वा चापरं लाभ्यं मन्यते नाधिकं ततः "

શ્રોત્રીય, અશ્રામહત, અવૃજીન, બ્રહ્મનિષ્ઠ માહાત્મા
સ્વર્ગસ્થ **श्री मोतीलाल दलपतराम देसाइ सोलीसिटर**
નિઃ **મુમ્બાપુરી.**

" એઓ મુમુક્ષના અમર આત્માને તેઓશ્રીની બ્રહ્મ-
" વિદ્યા અને યોગ વિદ્યા ઉપરની અપ્રતિમ પ્રીતિ, ધર્મપરા
" યણુતા, નીતિ, દયાવૃત્તિ, બ્રહ્મલોકના આનન્દથી તે અર્વાચિન
" આનન્દમાં તૃષ્ણા રહિત ઈત્યાદિ અનેક શુભ ગુણો
તથા
" આ પુસ્તક લખનારની તેમના તરફ પ્રેમ બુદ્ધિ અનુસારે
" તેઓશ્રીના ઉત્તમ ગુણોની પ્રતિમારૂપ તેમના પુત્રોની પર-
" વાનગીથી આ પુસ્તક તેઓશ્રીના નમ્ર શુભેચ્છક તરફથી
" અર્પણ કરવામાં આવે છે. એવી પ્રાર્થના સાથે કે ઉક્ત પુત્રોને
" શ્રી પરમાત્મા સર્વ ઇષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ કરાવે. "

લી.
હું છું આપનો
શુભેચ્છક
પ્રભાશંકર ગોવિંદરામ શુકલ મુડેટીનિવાસી.

# સ્વર્ગસ્થ શ્રી મોતિલાલ દલપતરામ દેસાઈ સોલીસીટરનું

# ટુંકું જીવન વૃત્તાંત.



મહા પુરૂષોનાં જીવનચરિત્ર પ્રકાશવત્ છે. તે સાધને કરી બહુ પદાર્થો સ્પષ્ટ થાય છે, એટલુંજ નહિ કિન્તુ પ્રકાશ તુલ્ય પુનઃ તે જીવનપ્રદ અને પુષ્ટિકર તથા વૃદ્ધિકર છે.

સર્વ મનુષ્યોનો સ્વભાવ અનુસરણ તથા અનુકરણ કરવાનો હોવાથી તેઓ જ્ઞાત અજ્ઞાત કોઇ કોઇના અનુયાયી થયા વિના રહી શકતા નથી. પછી તે અનુસરણીય મૂર્તિ વિદ્યમાન હો કિંવા નામ શેષા હો. પુરાણોમાં તથા ઇતિહાસમાં મહાત્માઓનાં ચરિત આવે છે, તે પૂર્વના દેશકાલને અને અધિકારીઓની રૂચીને અનુકુલ હતાં, જીવન ચરિતનો, મુખ્ય હેતુ આ છે કે, નિરૂપિત મહાત્માની પ્રતિમા જોઇ તદનુરૂપ થવા ભવિત્રી પ્રજા પ્રયત્નવતી થાય. તેવી ગુણ દોષવતી ઉપયોગિની અનેકાકારીણી પ્રતિમાઓ પુરાણાદિમાં ગુણજ્ઞોને પ્રત્યક્ષ પ્રતીતા થાય છે. પરંતુ કાલમાં અને અધિકારીઓમાં ભિન્નતા આવતાં તથા કેટલાક નવા સંસ્કાર થતાં તેની પ્રતિમાઓમાં અનેક કારણોથી સામાન્ય લોકની દોષ દૃષ્ટિ થવા માંડી એથી તેનો યથેચ્છ ઉપયોગ થાય નહિ એ સ્વાભાવિક છે.

પ્રસ્તુત દેશકાલ અધિકારી સાર કંઇક અન્યરૂપ રંગવતી પ્રતિમાઓ અપેક્ષિતા છે, અને તદનુસાર સંપૂર્તિ થવા માંડી છે અને

થશે એમ આશા છે. આ ઉદ્દેશથી માહાશય સ્વર્ગસ્થ રા. રા. **મોતિલાલ દલપતરામ દેસાઇનું** જીવન ચરિત્ર વાચક વર્ગને અત્રે આલેખાયું ઉપયોગી થવાની ધારણાએ અત્રે ટુંકમાં વિવેચન કરવાની અગત લેખી આલેખવા વાંચકબંધુની લેખક રજા ચાહે છે.

માહાશયનો જન્મ ગુર્જર ઉચ વણિક જ્ઞાતિમાં મુમ્બાપુરી મધે વિક્રમાર્ક ૧૯૧૭ ના આશ્વિન શુદ્ધ એકાદશીને દિવસે થયો હતો.

પોતે પોતાની બાલ્યા તરૂણ અને વૃદ્ધ અવસ્થા એવી તો ઉત્તમ રીતે ગુજારી છે કે ઉધરતાં શિશુઓ, ઉછળતા તરૂણો અને ખરતા વૃદ્ધોને મનન અને અનુકરણ કરવા યોગ્ય છે.

માહાશયના પિતા દલપતરામે કેટલાક સમય પૂર્વે મુંબઇની સ્મૉલ કૉઝ કોર્ટના ઇન્ટર પ્રીટરનો માનવંતો ઓદ્દો ભોગવી પાછળથી વકીલ તરીકેના સ્વતંત્ર ધંધામાં પોતાનું જીવન ગાળ્યું હતું. પોતે પુત્ર મોતિલાલને છેક ૧૪ વર્ષની નાજુક વિદ્યાર્થી અવસ્થામાં નિરાધાર મુકી સ્વર્ગ સિધાવ્યા હતા.

પિતા જેવું છત્ર શિરપરથી જવા છતાં રા રા. મોતિલાલશ્રીએ ધૈર્ય ધારણ કરી પોતાનો અભ્યાસ જારી રાખ્યો હતો જેનું પ્રથમ શુભ ફળ મેટ્રીક જેવી વિકટ પરિક્ષામાં ઇ. સ. ૧૮૭૬ માં પસાર કરવાને ભાગ્યશાળી નીવડયા હતા. ધન્ય છે મા તેવી દીકરી અને બાપ તેવા બેટા સિંહના પુત સિંહજ હોય છે. રા રા. દલપતરામ જેવા વિર અને વિદ્વાન પુરૂષના પુત વિર અને વિદ્વાન હોય તેમાં શું આશ્ચર્ય !!!

મેટ્રીકની પરિક્ષા પસાર કરે બે વર્ષ પુરાં થયાં નહિ તેટલાં તો

પોતે એફ. ઈ. ( F. E. ) ની પરિક્ષામાં બેસવાને ઉત્કંઠિત થયા પ્રભુએ સાહાયતા કરી-પોતે તેમાં વિજયી નીવડયા, જેથી ખંતી પુરૂષના ઉત્સાહમાં વધારો થયો. બી. એ. ( B. A. ) ની પરિક્ષા આપવાને લલચાયા. બીજાં બે વર્ષના અંતરાયમાં એટલે પોતાની તારૂણ્ય ૧૯ વર્ષની કાચી વયમાં તે પરિક્ષાને પસાર કરી. છતાં વિદ્યાધનના લોભમાં તણાયા-એલ. એલ. બી (L L. B.) ની પરિક્ષા આપવાનો વિચાર થયો. અને બીજાં ચાર વર્ષ પછી ઈશ્વર કૃપાએ તે ડીગ્રીને પ્રાપ્ત કરી ત્યાં સોલીસીટરની પદ્વીનો ઉમળકો ઉદ્ભવ્યો. પાંચ વર્ષસુધી લાગટ અભ્યાસ કરી સોલીસીટરની પદ્વીને પામ્યા.

સંસારનો બોજો શિરપર વધવાથી હવે ધંધાની જમાવટ કરવાની વૃત્તિ થઇ અને પોતે મુંબઇમાં નામાંકિત મેસરસ ચીટનીસ, મોતિલાલ અને માળવી સોલિસીટરોની પેઢીના એક ભાગીદાર તરીકે જોડાઇ પોતાનો ધંધો ચાલુ કર્યો અને અલ્પ સમયમાંજ સરળ માર્ગદર્શક, પ્રમાણિક અને ન્યાયી, સલાહકાર તરીકે પ્રજાના માનિતા થઇ ઉન્નતિને શિખરે પોહોંચ્યા.

માહાશયમાં વિવેક, પ્રમાણિકપણું સત્યપરની ભાવના, સતસંગત આદિ ગુણો આગળ પડતો ભાગ લેતા હતા.

ધર્મનું પ્રતિપાદન, વિદ્યાને ઉત્તેજન, ગરીબપર પ્રીતિ અને પરોપકાર આદિ આચરણ તે પોતાની સાચી કમાઇ હતી. સંસ્કૃત ભાષાના પોતે ઉત્સુક હોવાથી તેનો અભ્યાસ કરી તેમાં સંપૂર્ણ નિપુણ થયા હતા અને તેનો સદ્ઉપયોગ ભગવદ્ગીતા, યોગવસિષ્ઠ, શાંકર ભાષ્ય વગેરે વેદાંત ગ્રંથોનું પોતે વાનપ્રસ્થાશ્રમમાં રહી સારી રીતે

મનન કરી કાયાનું કલ્યાણ ઈચ્છયું હતું.

દેહ નાશવંત છે-મરણ પગલાને હેઠ છે, જીવન સ્થિર નથી વગેરે વિષયથી જ્ઞાત થવા માહાત્મનની વૃત્તિ ઇ. સ. ૧૯૦૪ માં વૈરાગ્યપદને પામી-ત્યારથીજ પોતે વેદાંતના અભ્યાસી થયા. સંસારની ઉપાધીને અળગી કરી-વાનપ્રસ્થાશ્રમી થયા. ચલિત મનને બોધરૂપ બંધનથી બાંધી તે ઉપર કાબુ મેળવ્યો અને અહર્નિશ પોતાના આત્માને પ્રભુના ગુણાનુંગાનમાં રચ્યો પચ્યો રાખવા માંડયા.

કમનસિબે અહિંથી કાળનો વા અવળો વાયો. માહાપયનો અમર આત્મા વિક્રમાર્ક ૧૯૭૧ ના કાર્તિક વદી ૯ ને શનીવારની પ્રાતઃરૂપાએ શ્રી પરબ્રહ્મ પુરૂષોત્તમ સ્વામિના શરણુમાં ખડો થયો.

માહાપયને પ્રભુએ રા. રા. ધીરજલાલ અને રા. રા. રમણિકલાલ ઉભય પુત્રરૂપ રત્ન રામ લક્ષ્મણની જોડ બક્ષિસ કરી છે. જે જ્યેષ્ઠ પુત્ર પિતાના પગલે ચાલનાર રા. રા. ધીરજલાલ સોલિસીટરની પરિક્ષાના અભ્યાસી છે, ત્યારે કનિષ્ટ પુત્ર રા. રા. રમણિકલાલ કૉલેજના અભ્યાસી છે. તે સિવાય માહાપયને એક પુત્રી સૌ૦ રતનગૌરી જેઓ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળનાં આગેવાન અને ઉત્સાહી સભાસદ છે, તે ઉપરાંત પોતે બીજી એક પુત્રી પૌત્રા વગેરેનાં બોહોળાં કુટુંબને તથા મિત્રમંડળને વિલાપ કરતું મુકી ગયા છે, અંતિમ તેઓશ્રીના આત્માને શાન્તિ મળો પ્રચ્છી આપણે હવે વિરમીશું. અસ્તુ.

લેખક,

**પ્રભાશંકર ગોવિંદરામ શુક્લ.**

# પ્રસ્તાવના.



મન કેટલું અસ્થિર છે અને તે પ્રતાપે તેના ઉપર કામક્રોધાદિ ષડ્રિપુઓ પોતાની સત્તા ક્યાંસુધી ચલાવે છે, અરે આત્માને કઇ અધમ સ્થીતિમાં લાવી મુકે છે તે વાચકગણથી અજાણ્યું તો નહિજ હશે.

આત્માની ઉન્નતિ-તેના કલ્યાણના નાશનું બીજ ષડ્રિપુઓ છે. મોક્ષ ઇચ્છનાર મુમુક્ષે તે રિપુઓને જીતવાની આવશ્યકતા છે અને તેઓના નાશનું હથિઆર આ "પ્રભાતચંદ્ર" નામક નવલકથાને બનાવવાની કોશેષ કરવામાં આવી છે.

વપુરૂપ આ નવલકથાને આલેખી અંતરદ્રષ્ટારૂપ રહેલા આત્માને આ નવલકથાના નાયક "પ્રભાતચંદ્ર"ને ચિતાર્યો છે. આત્માના કલ્યાણ માર્ગમાં નડતા ષડ્રિપુઓ જે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને માયારૂપ ગુણી-યોગીની-ચમાર-યાદવરાય અને યશોદેવી-પારધી અને કાઠી પુત્ર વગેરેને પાત્ર લેખ્યાં છે.

ગુણી એ માયા રિપુ છે, યોગિની એ કામ રિપુ છે, ચમાર એ ક્રોધ, પારધી અને, કાઠીપુત્ર એ મદ, યાદવરાય તથા યશોદેવીને લોભ અને મોહરિપુ આલેખ્યાં છે.

આધુનિક સમયને અનુસરી જનસમાજને રૂચીકર થવાની ધારણાએ વિમળ, કિશોર અને સરલા વગેરે પાત્રોને ઉમેરી કથાને રસબસ કરવા ઉપયોગી રસોથી બંધારણ બાંધ્યું છે.

અંતિમમાં મનમાંકડારૂપી "પ્રભાતચંદ્ર" ને ગુરૂરૂપી ખીંટીથી બાંધી બોધરૂપ હથિઆરની સાહાયતા લઇ ષડ્રિપુઓના ત્રાસથી મુક્ત કરી તેના અસલ સ્વરૂપને ઓળખાવ્યું છે અને કથાના નાયક

"પ્રભાતચંદ્ર"ને સંન્યાસ આશ્રમ-કલ્યાણ પંથમાં મુકી આ કથાના પ્રથમ પ્રવાહને સમાપ્ત કર્યો છે.

આ સ્થળે જણાવવું અગતનું થઇ પડશે કે વાડ વિના વેલ ચડી શક્તિ નથી-જોઇતી સોઇ ક્વચિતજ મળી શકે છે.

સંસારના અનેકાનેક શિરપરના બોજાથી આ પુસ્તકને પ્રસિદ્ધિમાં લાવવાને હું અશક્ત હતો તે મારાથી ના કહી શકાય તેમ નથી.

મહદ્ ભાગ્યે મારા પરમ સ્નેહી રા. રા. **મણિશંકર હરિશંકર** ત્રિવેદી કુકડીઆનિવાસી જેઓ એક બ્રહ્મોન્નતિના અગ્રગણ્ય ગૃહસ્થ છે. તેઓશ્રીની મુલાકાત થતાં મેં તેઓશ્રીને આ પ્રસ્તુત કથા વિષે વાત કરી, આ કથાને પ્રસિદ્ધિમાં લાવવાને જણાવ્યું. તેઓશ્રીએ લખાણને જોવા ઇચ્છા દર્શાવી જે મેં તેઓશ્રીને બતાવ્યું, જે તેમને પ્રસન પડ્યું. અને જાતિભાઇને ઉત્તેજન આપવાની ધારણાએ આ ખર્ચાળુ કાર્ય પોતાના શિરપર લઇ આ પુસ્તકને પ્રસિદ્ધીમાં આણ્યું છે જેને માટે હું આ સ્થળે તેઓશ્રીનું શુભ ઇચ્છી તેઓનો ખરા અંતઃકરણ-પૂર્વક ઉપકાર માનું છું.

આ પ્રસ્તુત નવલકથામાં શુદ્ધાશુદ્ધ તપાસવામાં મારા સંબંધી રા. રા. મણીશંકર રામશંકર ઠાકર સિદ્ધપુરનિવાસી તથા સ્નેહી રા. રા. માણિકયજી જે. કૉટ અમદાવાદનિવાસીએ મને મદદ કરી છે જેને માટે હું તેઓશ્રીનો મહદ્ ઉપકારી છું. **इति शुभं.**

ફાલ્ગુની પૂર્ણિમા
વિક્રમાર્ક ૧૯૭૧
મુંબઇ.

લી०

**પ્રભાશંકર ગોવિંદરામ શુકલ.**

# અનુક્રમણિકા.







# । श्रीभुवनेश्वरो विजयतेतराम् ॥

श्रीमद्गुर्जरभूमिभूषणमयं देवाधिदेवं परं
विद्यावद्गगर्जिनाखिलजगद्वन्द्यैः सुपद्यैः स्तुतम् ॥
स्वीयावासपवित्रितेडरधरामानन्दसारोगतं
वन्देऽहं भुवनेश्वरं गिरिसुताजानिंदयावारिधिम् ॥१॥

नैपुण्यं गतवद्भिरात्मविमलज्योतिःस्वरूपोद्गमे
मेधावच्च्यवनादिभिर्मुनिवरै स्तोत्रैःसमाराधितम् ॥
नित्यं प्राप्तुमनोभिगीशपदवीं सिद्धादिभिः पूजितं
वन्देऽहं भुवनेश्वरं गिरिसुताजानिंदयावारिधिम् ॥२॥

यत्सामीप्यगतञ्च तीर्थवरतां प्राप्तं गगीयः सरः
कुण्डं भार्ग वमेतदाख्यमपरं हंसास्पदम्मानसम् ॥
नानारामलताप्रतानविलसद्वृक्षादिभी राजते
वन्देऽहं भुवनेश्वरं गिरिसुताजानिं दयावारिधिम् ॥३॥

तस्मिन्नच्छसरोवरे मुनिजनस्नानार्घ्यदानैधिता
पूर्वापारमहित्वपूतसलिले रक्तादिपद्मोद्भवे ॥
स्नातां पामरदेहिनां परमुदे कुर्वन्तमेनः क्षयं
वन्देऽहं भुवनेश्वरं गिरिसुता जानिंदयावारिधिम् ॥४॥

तत्रत्या भृगुमृत्तिका परिमलावघ्राणमात्रेण या
दारिद्र्यौघविदारिणी किमुत सा यैरङ्गरागी कृता ॥

ख्यातानेक विभूति भूरिसुखदा यस्य प्रसादादियं
वन्देऽहं भुवनेश्वरं गिरिसुताजानिं दयावारिधिम् ॥५॥
कुष्ठाद्यामय पीडितैः परिगतापस्माररोगाकुलै
स्तन्मृत्स्ना परिमर्दिता जनगणैर्नीरोगयन्तीनरान् ॥
यत्सङ्गान्मृदपि प्ररोहति तुलां धन्वन्तरे रौषधे
वन्देऽहं भुवनेश्वरं गिरिसुता जानिं दयावारिधिम् ॥६॥
मिथ्या भूतमिदं जगद्गुणवशाद्यस्मिन्त्समुत्पद्यते
रूपाद्येषुच सक्तिमेत्य विपुलां सङ्क्रीडमानं मुदा ॥
तुल्यं तज्जल बुद्बुदेन सकलं यस्मिन् पुनर्लीयते
वन्देऽहं भुवनेश्वरं गिरिसुताजानिं दयावारिधिम् ॥७॥
यो वै व्यवर्ता दशां दधदपि ह्याभाष्यते तुरपदकृ
तद्ध्यानप्रवणैश्च नाकगतिभिर्मान्यो ऽप्यमान्यो ऽसकृत्
निःस्नेहोऽप्यगजास्यहास्यरसिकः ख्यातो गजास्यप्रियो
वन्देऽहं भुवनेश्वरं गिरिसुताजानिं दयावारिधिम् ॥८॥
इत्ये तद्भुवनेश्वराष्टक वरं संरच्य सुश्रद्धया
व्यासोपाधिजुषाऽल्पसारविदुषा मध्येभव भ्राम्यता ॥
पूज्यश्रीयदुनाथतातचरणानालोकतप्तात्मना
श्रीशम्भोश्चरणे परोत्कहरगोविन्देन नत्वार्प्यते ॥९॥



ॐ श्री

# પ્રભાત—ચંદ્ર.

## પ્રથમ પરિચ્છેદ.

यएकोऽवर्णो बहुधाशक्ति योगाद्वर्णा नेकान् निहितार्थो दधाति।
विचैति चान्ते विश्वमादौ सदेवः सनोबुद्ध्या शुभयासंयुनक्तु॥

श्वेताश्वतरोपनिषद्.

### તરૂણ.

જે એકજ વર્ણ રહિત છતાં પ્રાણીઓના પ્રયોજન માટે, વિવિધ પ્રકારના શક્તિના યોગથી અનેક વર્ણના પદાર્થોનેજ સૃજે છે; ને જેને વિષે આદિ, મધ્ય તથા અંત સમસ્ત વિશ્વ રહ્યું છે, તે સ્વયં પ્રકાશ જ્યોતિર્નારાયણ અમને શુભ બુદ્ધિ સાથે જોડો અર્થાત્ સારી બુદ્ધિ આપો.

પ્રિય વાંચક! પ્રારંભે શ્રી દયાળુ અખિલેશ્વરનું સ્મરણ કરી હું તને પૂછીશ કે આ સંસાર, જેના પર્યટનમાં આખું વિશ્વ, જેમાં હું અને તું, જે ખરા સ્નેહથી લીન છીએ, જેને પોતાના પ્રાણથી પણ

અધિક માની, પોતાનું સર્વસ્વ માની લીધું છે, તેમાં રખેને આપણે ભૂલતાતો નથી—રખેને આપણે છેતરાતાતો નથી ?

અહર્નિશ આનંદ તરંગમાં ઝુલનારા દેખાવમાં મોહાંધ કરે એવા વપુવાળા જીવાત્માઓના અપરંપાર સુખોથી પેલા વલ્કલ ધારણ કરનાર અને ફલાહારી વનવાસી મહાત્માઓનાં હૃદયો શામાટે ચલિત નહિ થતાં હોય ! તેમણે સાંસારિક જીવોની સુખકર અને રસજ્ઞ જીંદગીને શામાટે દુ:ખકર અને નિરસ લેખી હશે. તેના પ્રત્યુત્તરને માટે, એક મહાત્મા પાસેનો મારો અલ્પ અનુભવ અત્રે તાછક થાય એ ઇચ્છા છે; તેથીજ મારી સાહસિકવૃત્તિના પ્રતાપે મારૂં અંતઃકરણ તલ પાપડ થઇ રહ્યું છે. કદાચ હું તેથી અજ્ઞાત રહી ગયો હોઇશ અને તે મારી ક્ષુદ્રવૃત્તિ તને હાસ્યાસ્પદ થઇ પડશે ! ગમે તે થાઓ ! હાલતો મારી હૃદયોર્મિને સંભાળવાનું બલ મારી પાસે નથીજ. તેથી કદાચ હું તારો અપરાધી લેખાઇશ, પરંતુ તે અપરાધને ક્ષમા દૃષ્ટિમાં લાવવો એમ હું તને વિજ્ઞાપના કરૂંછું.

અપરાધ, એ પ્રાણી માત્રના હૃદયનું અણધાર્યું અનુચિત ચિન્હ છે. દરેક ધારે છે, ઓળખે છે, છતાં તેનાથી નિરાળું તો ભાગ્યેજ કોઇ હશે.

ક્ષમા, એ નામની ઇશ્વરી અલૌકિક વૃત્તિને તાબે થનાર દેહ, ઇહ લૌકિક અને પારલૌકિકનું અમુલ્ય સાધન પ્રાપ્ત કરે છે; છતાં તેને વિરલાજ ગ્રહણ કરે છે. કોણ જાણે આપણી આ વિલૌકિક વાર્તાના નાયકને પોતાના આધુનિક જીવન પ્રત્યે શામાટે તિરસ્કાર ઉપજ્યો હશે !

अस्थि स्थूणं स्नायु युतं मांसशोणित लेपनम्
चर्मावनद्धं दुर्गंधि पूर्ण मूत्र पुरीशयोः
जराशोकसमाविष्टं रोगाय मनमातुरम्
रजस्वलम नित्यं च भूता वास मिमत्यजेत्

મનુસ્મૃતિ.

આ વપુ હાડકાંરૂપી થાંભલીઓવાળું, સ્નાયુરૂપી દોરીઓવાળું, માંસ અને લોહીરૂપી ગારાથી લીંપેલું, મળમૂત્રથી ભરપુર; દુર્ગંધિ, વૃદ્ધાવસ્થા તથા શોકથી ભરપુર, રોગના સ્થાનરૂપી ક્ષુધા, પિપાસા, શીતોષ્ણતા વિગેરેથી આતુર–ઘણું કરીને રજોગુણવાળું, નાશવંત સ્વભાવનું અને પૃથ્વી વગેરે પંચ મહાભૂતના નિવાસ સ્થાનરૂપી છે. ત્યારે શું ઉપરોક્ત વિષય તેના અંતરાત્માએ અનુભવ્યો હશે, અને તેથીજ તેણે મૃત્યુ દેવનું અનુષ્ટાન આદર્યું હશે? મારૂં હ્રદયતો તે નથીજ કબુલતું. કે ઉક્ત વિષય જેણે અનુભવ્યો છે તેને કલ્પાંત, શોણિતનું વહેવું, વ્યાકુળતા, સુખ, દુઃખ, જીવન અને મૃત્યુ શું? તે વ્યક્તિને તો શરીરની—સ્થૂળદેહની નશ્વરતા સાક્ષાતરૂપજ છે. માત્ર ચૈતન્યજ અમર આત્માને પ્રભુ ચર્ણાર્વિંદમાં રચ્યો પચ્યો રાખે છે. ત્યારે આ એક ભાગી તૂટી દેહપન્ઝરમાં મોહરૂપી મદની ઇચ્છાવાળો, માયારૂપી જાળમાં ઝુલવાની અભિલાષા રાખતો; દુઃખથી ઘેરાએલો, અનેક સાંસારિક ભોગથી અતૃપ્ત, અને નિરાશ્રિત કાષ્ટવત્ પિંડવાળો જીવાત્મા, વૈરાગ્યવૃતિનો સ્વિકાર કેમ કરી શકે? આ જીવ કાષ્ટવત્ શરીરને દુઃખની પરિસીમાએ પહોંચાડવા ચિંતાથી પ્રજાળે છે. ઘડીકમાં પોતાની અમર આશા લંબાવતો, તો ઘડીકમાં તે અમર આશાને

નિરાશારૂપી મહાન દુઃખસાગરમાં ઝંપલાવતો બાવીશ વર્ષની ઉમરનો એક તરૂણ આપણી દષ્ટિગોચર થાય છે.

ભાગી તૂટી પર્ણકુટીમાં ધરણીપર પડેલી એક ફાટી તૂટી ચટાઈપર પંચમહાભૂતના પુતળાને ઉંધું નાખેલું છે. ચક્ષુમાંથી શ્રાવણ ભાદ્રપદ વર્ષા કરે છે. અંગપર છિન્નભિન્ન રીતે પરિધાન કરેલાં ફાટેલાં વસ્ત્રમાંથી તેના કાષ્ટવત્ શરીરના અવયવો દૃષ્યમાન થાય છે. ઉદરનો કૂપ સમાન ખાડો, તે યુવક કેટલાક દિવસથી ક્ષુધા પીડિત હોવાનો ભાસ આપે છે. અને તેના દેદાર જડમાં પણ જડ હૃદયને પીગળાવે એવા છે. આ કમભાગ્ય તરૂણ અહર્નિશ આનંદ તરંગમાં ઝુલનાર, ભોગ, વિલાસ ભોગવનાર પ્રતિદિન અનેરાં વસ્ત્ર ધારણ કરનાર; પ્રિયતમા સાથે સુખવાટિકામાં વિચરનાર એક સમયે અખિલવિશ્વનો એક ભાગ્યવંત મુસાફર હતો ! અને અત્યારે જીવનથી કંટાળતો, મૃત્યુજ જાણે કરેલા પાપનું નિવારણ ઔષધ ના હોય તેમ માની તેનું પળે પળે અને ડગલે ડગલે આવાહન કરતો વિશ્વપતિનો એક બાળક છે ! છતાં કોણ જાણે તે એક સમયના ભાગ્યવંત યુવકમાં અને અત્યારના યુવકમાં આટલો અવનિ અને આકાશ સમાન ફેર કેમ પડી ગયો ? તે પિતા દયાના ભંડાર અને ન્યાયના સમુદ્ર છે. છતાં તે પિતાની દષ્ટિ આમ ન્યૂનાધિક કેમ ? તે દયાળુ પિતા દયાહીન તો નથીજ. તેની પાસે દયાના અખૂટ ભંડારોના ભંડાર છે. પરંતુ તે કોને માટે ? ધર્મના ખંડનકાર ન્યાયશાસ્ત્રોના ઉલ્લંઘનાર કેવળ વિષય વાસનામાંજ મગ્ન રહેનાર; કામક્રોધ આદિ ષડ્ રિપુઓના હિમાયતી વગેરેને માટે તે ભંડારો ન હોય. પરંતુ તેના ભોગકાર તો, સદાચરણી, ધર્માવલંબી અને ઇશ્વરમય રહેનાર ભાગ્યવંત વ્યક્તિએ

છે. બંધુ! ઉભય ગુણમાંથી તું કયા ગુણવાળો છે? તેનું તારા અંતરાત્માને પુછી તુંજ તારા મનનું સમાધાન કર. નાહક પ્રભુને દોષ નહીં દેતો. કૌચબી વાવતાં કૌચફળ પામવું અને આમ્રબી વાવતાં આમ્રફળ મેળવવું તે કુદરતીજ છે. તેમજ જેવું કરવું તેવું ભોગવવું તેમાં અનૃત શું છે?

કેટલોક સમય વ્યતિત થતાં તરૂણે પોતાના હૃદયપર કાબુ મેળવવાનો પ્રારંભ કર્યો. દ્રવિત જીવે કંઈક ઉચ્ચારવા માંડ્યું. "**હરિ**" શબ્દે પહેલકરી. પરંતુ તે શબ્દે તેના શરીરપર એક તિવ્ર વિદ્યુતના ચમકારા સમાન અસર કરી. તેનું હાડપિંજર સમાન શરીર કંપિત થયું. પુનઃ અશ્રુ પ્રવાહ ચાલુ થયો. કિન્તુ અલ્પ સમયપછી પાછો સ્થિરતાને પામ્યો. અને પોતાના હૃદયોદ્ગાર કહાડવા માંડ્યો.

"હરી! હરિ! તું કરે તે ખરી. શું હજુ મારા અઘોર પ્રાયશ્ચિતની પરિસીમા નથી? તું દયાળુ છે. ન્યાયી છે. આમ કીડીપર કટક ન શોભે! રંક ઉપર રોષ શું કરવો? પસ્તાવો. એ શું અપરાધની ઓછી શીક્ષા છે! પિતા! "હું પસ્તાયો છું. મુજ હૃદયની પૂર્ણ માફી મળી છે" એનો સાક્ષાત્કાર શું નહિ થાય? દયાળુ પિતા! હવે હદ થઈ. દયાકર, કૃપાકર."

બિચારા તરૂણનું હૃદય ભરાઈ આવ્યું. બોલવું તો ચાલુજ રહ્યું.

"અરેરે! મને કેવી વિપરિત મતી સુઝી? કામને હૈયાહાર માન્યો! સ્વાર્થ અને લોભરૂપી હળાહળ ઝેરનું મેં પાન કર્યું. ક્રોધ જેવા પતિત રિપુને તાબે થઇ નહીં કરવા જેવાં નિંદિત કર્મો કર્યાં. પાપાત્મા વિમળ જેવાના અધમ પાસમાં ફસાઇ પવિત્ર આચરણને

અળગું કર્યું. ધર્મને હાંકી કાઢયો, નીતિ નેવે ચઢાવી; કુસંગતે ચઢી જે સરજનહાર બ્રહ્માના આદેશથી ઉત્પન્ન થએલું આ પવિત્ર કિંતુ દુર્ભાગ્ય ખોળીયું મેં અધમાચરણથી ભ્રષ્ટ કર્યું, ધુળ મેળવ્યું. તે પસ્તાવો મારા શરીરને ડંખી કોતરી નાંખે છે ! ”

ઉપરોક્ત વાકયો પૂરાં બોલી નહીં રહ્યો તેટલામાંતો તેનું જીર્ણ શરીર ધરણીપર પટકાયું. બિચારો મૂર્છિત થયો. આટલાજ બોલો તેના પસ્તાવાને માટે પૂરતા નહોતા. વળી ચેતનતા લાવવા તેને વધુ સમયની જરૂર પડી નહીં. તરૂણ પાછો લથડતા સ્વરે ઉચર્યો “ ઓ અભાગી ! તું કોણ? બ્રાહ્મણ ! ઇશ્વરના મુખ સમાન !

**भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धि जीविनः**
**बुद्धि मत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः**

મનુસ્મૃતિ

પંચ મહાભૂત કરતાં સૃષ્ટિમાં પ્રાણીઓ શ્રેષ્ટ છે, પ્રાણીમાં બુદ્ધિમાન જીવ શ્રેષ્ટ છે. અને મનુષ્ય જાતીમાં ઓ બ્રાહ્મણ તું શ્રેષ્ટ છે એમ મનુ ભગવાન કહી ગયા છે. અરેરે તે શ્રેષ્ટતાને તેં અધમ સ્થાન આપ્યું ? ધિક્કાર ! ધિક્કાર ! એક ખાનદાન કુટુંબમાં ઉછરેલો, આબરૂદાર અને ધર્માભિમાની ઉત્તમ કુળમાં સૃજાએલો ઓ પાપી ! તું સાત સાત વર્ષ કેદમાં સબ્જો ! અભક્ષ્ય ભક્ષ, સ્પર્ષાસ્પર્ષ અને હલકટમાં હલકટ મજુરી કરી એઠા જુઠાએ પોષાએલા ઓ પ્રાણ ભલે તું દેહમાં છે, છતાં દેહ મુએલોજ છે. તારાં પવિત્ર માતપિતાને શું મુખ બતાવીશ ? કહેવાતો કુળવંત પરંતુ પાપી કુળ કલંક તું તારી પવિત્ર બ્રહ્મજ્ઞાતિમાં આ તારૂં ભ્રષ્ટ જીવન કેમ ગુજારીશ ? ”

બિચારો પાછો રડી પડ્યો.

આ વખતે તેના ચિત્તે કંઇક ઉલટીજ રીતી પકડી, મૃત્યુજ સુખ માર્ગ લેખી પાસે પડેલા એક દોરીના ટુકડાપર તલપ્યો; અને તેને કરમાં ગ્રહી તેનો ફાંસ પોતાના ગળાની આસપાસ વિંટાળ્યો. પોતાના તારૂણ્યનું યમરાજને આ રીતે બલિદાન આપવા સજ્જ થયો ! પરંતુ તે બલિદાન યમરાજ સ્વિકારે તેમ નહોતું. કેમકે પાપાત્માઓને માટે મૃત્યુજ અંતિમ શિક્ષા નથી.

મનુષ્ય દેહે પશુ અને પક્ષીની માફક આહાર, નિદ્રા અને મૈથુનમાંજ જીવન વ્યતિત કરનાર પ્રમાદી જીવાત્માઓને એકાએક પોતાની હજુરમાં લેવા કરતાં તેના પસ્તાવાના સાધનથી સ્વદેહે પોતાના દુષ્કૃત્યોનું અવલોકન કરાવી ક્ષણિક ક્ષણિક પોતાનાં કૂકર્મોનો એકથી દસ ગણો બદલો તે જીવને મળેલો જોવાને યમદેવ વધુ ચાહે છે! તેથીજ આ દુષ્ટાત્માને તેણે પોતાના માર્ગમાં રોકયો છે. શું કરવું, કયાં જવું અને કેમ જીવન ગુજારવું તેનું સંશોધન કરવામાં તેનો કેટલોક સમય વ્યતિત થયો. અંતે જન્મ દાતા માતા પિતાના શરણે જવાના નિશ્ચય પર આવ્યો. તુરતજ ગરદન પરના ફાંસાને દૂર કર્યો, અને ઉઠયો જોતજોતામાં તે પર્ણકુટીનો ત્યાગ કર્યો. ભલે ભવિષ્યમાં પોતે ફળી ભૂત થાઓકે નિરાશ પરંતુ હાલતો આશાના દોરપર ચઢવા લાગ્યો. ટુંક સમયમાં તેણે સાત સાત વર્ષે પોતાના નિવાસ સ્થાનનાં દૂરથી દર્શન કર્યાં. તરૂણ હરખાયો અને વિનય સહ પ્રેમમય દૃષ્ટિથી નિહાળતાં આગળ પ્રયાણ કરવા ઉત્કંઠીત થયો. પરંતુ ત્યાંજ તેના કંપીત ચરણે અટકાવ્યો. આતુર હૃદયે આતુરતા પકડી. સામે દૃષ્ટિગોચર થતા ખુલ્લા દ્વારમાં કોઇ મનુષ્ય નજરે પડયું નહીં. આશાવંત લજ્જીત હૃદયે જરા હિંમત

ધરી બે ડગલાં આગળ ભર્યાં; પરંતુ તિરસ્કારે તેને ત્યાંજ થંભાવ્યો. કેમકે પોતે જે આશાએ આવ્યો હતો તે આશા તેને પ્રાપ્ત થવી એ પ્રભુ આધિન હતું. શું કરવું? નમ્રભાવે માતપિતાને ચરણે પડી અપરાધની ક્ષમા માગવી? સાંસારીક મુસાફરીના સાથી કુટુંબને ભાવથી ભેટવા આશાવંત મોજાઓમાં લથડવા લાગ્યો. પોતે વિચારમાં છે એટલામાં એક દેવી સ્વરૂપ ધર્મમૂર્તિ ઘર આગળના ચોગાનમાં આંગણું સાફ કરતી નજરે પડી. અપરાધી તરૂણે પોતાના હૃદય ભાથામાંથી આશાતીરને ફેંક્યું અને નિડરપણે તે તરૂણીથી દશ કદમ દૂર જઇ થોભ્યો.

આ અબળાને વિલોકતાંજ તરૂણનું હૃદય વધારે દ્રવિત થયું; એટલુંજ નહિ પરંતુ ચક્ષુમાંથી અશ્રુ પ્રવાહ નીકળ્યો. પરંતુ આટલેથીજ તે શાન્તિને પ્રાપ્ત કરી શકે તેમ નહોતું. તરૂણી તરૂણ તરફ બે ત્રણ કદમ પોતાના કાર્ય નિમિત્તે અવલંબાઇ. આથી તો તરૂણે પોતાની ધૈર્યતાનો છેકજ ત્યાગ કર્યો. પોતાના બંને કરો મસ્તિષ્ક પર પછાડી મૂર્છાગત થયો, જેના ધબકારાએ તરૂણીનું ચિત્ત તરૂણ તરફ ખેંચ્યું; જેથી વ્યાકુળ ચિત્તે થોડીપળ સુધીતો તેણીએ ટગરટગર જોયાંજ કર્યું. અણધાર્યા આ બનાવે તો તે અબળાને ધ્રાસ્કો અપાવી. તેણીએ પાસે જઇ પોતાની આતુર દૃષ્ટિ તે દુઃખી તરૂણ પર ઠરાવી. ભૂખ્યાને ભોજન, દરિદ્રિને ધન અને આંધળાને આંખની પ્રાપ્તિથી જેટલો આનંદ થાય તેનાથી અનહદ આનંદ તરૂણીને તરૂણ દૃષ્ટિગોચર થવાથી થયો. મુર્છા નિવારણ માટે તરૂણી ગૃહ તરફ દોડી અને એક પળમાં જળ પાત્ર લાવી, તરૂણ ઉપર છાંટ્યું. હજુ ચેતનતા ન આવી. બિચારી તરૂણીની

આતુરતા છેક વધી પડી. પરંતુ હૃદયમાં હિંમત અને ધૈર્યની સહાયતા લીધી. પ્રભુનુ સ્મરણ કરતી પોતે પરિધાન કરેલા ફાટયા તુટયા રક્ત વસ્ત્રના પાલવથી શીત ઢોળવા લાગી. શ્રમ ફલિભૂત થયો. તરૂણે સચેત થઇ કલંકીત ચક્ષુ અર્ધ ઉઘાડ્યાં. તરૂણી તરફ તેની દૃષ્ટિ પડી અને પરસ્પર ચક્ષુ સંમિલન થયું. અબળા ધૈર્ય ધારણ કરી શકી નહિ અને "પ્રાણ" બોલતાં તરૂણને ભેટી પડી. પયમાં શર્કરા ભળી. દુઃખી તરૂણનું હૈયું ભરાઇ આવ્યું. બિચારાને હાલતો શોકોદ્‌ગાર શિવાય બીજું કંઇપણ ન સુઝયું. કંઇપણ ઉચ્ચારણ-શિવાય વિયોગી દંપતિએ કેટલીક ઘટિકા તેજ હાલતમાં ગુજારી.— છેવટે તરૂણે બોલવાની પહેલ કરી, વિહ્વળ હૃદયથી છૂટો થતાં બોલ્યો.

"દેવી ! બસ કરો, મને જવાદો, હું ભ્રષ્ટ છું."

કોમળ તરૂણી ! બિચારીના હૃદયપર આઘાત થયો, હૈયું ભરાઇ આવ્યું. મુખથી બોલવાનો યત્ન કર્યો, પરંતુ નિષ્ફળ. અશ્રુધારાજ પડી. તેનાથી રડી જવાયું. "પ્રાણ" શબ્દ બોલતાંજ સતી પતિને ભેટી પડી, અને પતિના હૃદય રાજ્યપર વિરામી થોડીવાર પછી મંદ સ્વરે ઉચરી.

"છોડી દઉં ? કોને ? શામાટે ?" તરૂણી અટકી.

તરૂણે પ્રત્યુત્તરની શરૂઆત કરી.

"આ કલંકિતને અઘોર અપરાધને માટે છોડી દો."

"કલંક કોને માટે ? અપરાધ કોનો ?" તરૂણીએ પ્રશ્ન કર્યો.

"ત્યારે શું તમે મને ચાહો છો ? તરૂણે કસોટી કરી !

"નાથ ! એ શું બોલ્યા ? શું હું તમને નથી ચાહતી ?" દેવીએ ખુલાસો કર્યો.

"હા ! તમો મને અદ્વૈત ભાવે ચાહો છો ?" તરૂણે જવાબ આપ્યો.

**नास्ति भर्तु समो नाथो नास्ति भर्तृ समं सुखं**
**विसृज्य धन सर्वं दं भर्ता वै शरणं स्त्रियाः**

શુક્રનિતિ.

"સ્ત્રીનો પતી સમાન કોઈ પાલક નથી, અન્ય સુખ નથી અને ધનાદિ સર્વ વસ્તુ જતાં પણ તેજ આશ્રય છે. સ્ત્રી પતિના ચર્ણોદક કરી જેવી શુદ્ધ થાય છે તેવી સેંકડો ઉપવાસ, અતુલદાન, તથા તીર્થ સેવનવડે પણ શુદ્ધ થતી નથી. જ્યારે હું આપને નહીં ચાહું ત્યારે કોને ચાહીશ નાથ ?" દેવીએ ખૂલાસો કર્યો.

"તે ખરું પરંતુ તમે જાણોછો કે હું કલંકિત છું ?" તરૂણે પ્રશ્ન કર્યો.

જવાબમાં અબળાએ ફક્ત જણાવ્યું:—"ગમે તેમ તોપણ આપ મ્હારા પ્રભુ અને હું આપની ચર્ણસેવિકા દાસી છું."

"પરંતુ દોરંગી દુનિઆં તમારે માટે શું બોલશે ?" તરૂણે પ્રશ્ન કર્યો.

"દુનિઆં ગમે તે કહે, મને તેની લેશમાત્ર પરવા નથી. પતિ સેવાના કર્તવ્યમાં ભલે આખું વિશ્વ મને નિંદે અને તિરસ્કારે." સતિએ નિશ્ચય બતાવ્યો.

"દેવી ! હું તમારો પતી ? અરે આવો કંગાલ ભિખારી તમારો

પતિ ? ક્યાં ગુલાબી પુષ્પ અને મશરૂની ગાદી તુલ્ય તમારી કોમળ કાયા અને ક્યાં આ વીષરૂપી કાષ્ટવત મારી કૃષ કાયા ? ક્યાં અમીરી અને ક્યાં ફકીરી ! સતિ ! મારા સહવાસથી તમે શું સુખ પામશો ?" તરૂણે પૂર્ણ કસોટી કરી."

"નાથનું હૃદય મંદીર પ્રાસાદની ગરજ સારશે, પતિની અમી દૃષ્ટિ અમૃતનું પાન કરાવશે, હૃદયેશ્વરની ભક્તિ આભૂષણરૂપ થશે. અને પ્રાણનાં વચનામૃતો મિષ્ટ પકવાન્ન બની આ ક્ષણ ભંગુર કાયાને તૃપ્ત કરશે. નાથ ! પછી મને શું ન્યૂનતા છે ?" તરૂણીએ નીતિ દર્શાવી.

તરૂણીના ઉપરોક્ત હૃદયદ્રાવક શબ્દોએ તે તરૂણને પોતાનાં ગત આચરણોનું ભાન કરાવ્યું ! પ્રત્યુત્તરમાં રૂદન શિવાય તેનાથી કંઇપણ અધિક થયું નહીં.

"પ્રભુ ! શાંત થાઓ, વિવ્હળ ન થાઓ ! સુખ અને દુઃખનો અનુભવ મનૂષ્યને નહિ થાય તો શું પશુને થશે ?" તરૂણીએ આશ્વાસન આપ્યું.

"ખરૂ ! દુઃખ નિમિત્તે ભલે આખું બ્રહ્માંડ મારાપર તૂટી પડે તેની મને ચિંતા નથી. કિન્તુ મને મારાં કરેલાં નિંદાત્મક અને પાપમય કર્મોનો પસ્તાવો થાય છે. અને તેજ હું સહી શકવા તદ્દન અશક્ત છું." તરૂણે હૃદય ઉભરો ખાલી કર્યો.

"નાથ ! પસ્તાવો તેજ પાપના નિવારણનું પ્રથમ પગથીઉં છે. આપનો પસ્તાવોજ પ્રતીતિ આપે છે કે હજુપણ આપનાપર દયાળુ જગદિશ્વરની કૃપા છે. તે દયાળુ પિતાના ચર્ણાર્વિંદમાં હૃદય પ્રેરો જેથી આપનાં પાપ નષ્ટ થશે ! પધારો ! અને આપનાં વિયોગી પૂજ્ય

માત પિતાને મળો." એમ કહી દેવીએ તરૂણનો કર પકડયો.

"હૃદયેશ્વરી! મ્હને છોડી દ્યો. તમે જાઓ. હું ત્યાં આવી મારૂં કલંકિત મૂખ તે પવિત્ર માત પિતાને બતાવી શકું તેમ નથી. મને જવાદ્યો. મને ભૂલી જાઓ!" તરૂણ રડતાં રડતાં બોલ્યો.

"નાથ! ક્યાં જશો?" તરૂણી વિહ્વળ હૃદયે ઉચરી.

"હું ક્યાં જઈશ? મારાં કર્તવ્યોનું પ્રાયશ્ચિત કરવા હૃદય પ્રેરશે ત્યાં જઈશ ચાલો આ દુનિઆથી તરછોડાએલો પર દુનિઆમાં જઈશ!" તરૂણ દુઃખી દીલે બોલ્યો.

"પ્રભુ તમે જશો? પછી મારૂં શું?" દુઃખી હૈયે તરૂણીએ પ્રશ્ન કર્યો.

"તમારૂં? તમારૂં કલ્યાણ." તરૂણે આશિર્વાદ આપ્યો."

"કેવી રીતે? આ સંસાર સાગર તરવા નૌકારૂપ પતિ ડૂબ્યા પછી સ્ત્રીને કલ્યાણ કિનારો ક્યાંથી? આ નાશવંત શરીરનાં પતિરૂપ ચક્ષુ ગયાપછી સૃષ્ટિ સૌન્દર્ય અને વિશ્વની આનંદદાયક મનહરતા નિહાળવી ક્યાંથી?" તરૂણી બોલી.

પ્રત્યુત્તરમાં તરૂણ તરફથી ફક્ત "લાચાર" શબ્દ શિવાય અન્ય કશું પ્રાપ્ત થયું નહીં.

"લાચાર? ત્યારે શું નાથ તરફથી નિરાશા? નહીં નહીં! વારીવિણ મત્સ્ય કેમ જીવી શકશે? રસવિણ ઇક્ષુ કેમ લીલી રહેશે? પ્રભુ! એકવારતો આશાનાં ચિન્હ બતાવો? જરાકતો રહેમ નજર કરો? આ અબળાની આજીજી દયા કરી હવે તો સ્વિકારો" થોડોક

સમય મૌન રહ્યાપછી પુનઃ તરૂણી બોલી. " આપ એકવાર ગૃહમાં પધારી આપનાં પવિત્ર માત પિતાને સાષ્ટાંગ કરી ભેટો. પછી આપને જે વિચાર હોય તે સુખેથી કરજો. "

તરૂણનું હૃદય પીગળ્યું. હૃદય દામિનીની સલાહ તેને યોગ્ય લાગી. તેણે " હા " કહી હવે તરૂણીનું હૃદય શાન્ત થયું. પતિના વચનપર વિશ્વાસ રાખી સાસુ સસરાને તેમના આવાગમનની વધાઇ આપવાને ગૃહપ્રતિ ચાલી. તરૂણે પણ ધીમે ધીમે દ્વાર પ્રતિ પ્રયાણ કર્યું.



# દ્વિતીય પરિચ્છેદ.



## દેશ ત્યાગ.



**अधर्म चर्यया पूर्वो जघन्यं जघन्यं**
**वर्णमा पद्यते जाति परिवृत्तौ.**

શ્રીમદ્ભગવદ્ગીતા.

ઉત્તમ વર્ણ અધમાચરણે કરી પોતાથી હલકામાં હલકા વર્ણ-પણાને પામે છે.

સમય પ્રાતઃકાળનો છે. કેટલાક સાંસારિકજનો મળ ત્યાગાર્થે, કેટલાક દંત ધાવનાર્થે, કેટલાક સ્નાનાર્થે તો કેટલાક ધંધાર્થે વિચરતા દૃષ્ટિગોચર થાય છે. કેટલીક બાલિકાઓ અને બાલુડાઓ અભ્યાસાર્થે

શાળા તરફ ઉત્સાહથી પ્રયાણ કરતાં જણાય છે. કેટલીક આર્ય મહિલાઓ જલમાટે સરિતા પ્રવાહે વિચરતી નગરની શોભામાં અભિવૃદ્ધિ કરે છે. પવિત્ર ભૂદેવો સરિતા તટપરથી સ્નાન સંધ્યા આદિથી પરવારી પાછા ફરતા જણાય છે. તેમના લલાટે લેપન કરેલી ભસ્મ અને કંઠમાં ધારણ કરેલી રૂદ્રાક્ષની પવિત્ર માળાઓ પ્રાચીન તપસ્વીઓનું ભાન કરાવે છે. સહસ્રરસ્મીના પૂર્ણ જ્યોતિર્મય પ્રકાશે ગ્રામ્યને સુવર્ણરૂપમાં ફેરવી દીધું છે. પ્રાતરૂષા પછી આશરે એકાદ પ્રહર વ્યતીત થયો હશે. આ ગ્રામ્યની એક ઉદ્યાન ભૂમિના આગલા ભાગમાં બેઠા ઘાટની એકમાળની હવેલી આપણને દૃષ્ટિગોચર થાય છે. જેમાં હૃદયને પૂર્ણ આલ્હાદ ઉપજાવે તેવાં અનેકાનેક પુષ્પોની પરિમલ બ્હેક મારી રહી છે. ગૃહના દક્ષિણ ભાગે એકદ્વાર અંદર જતાં એક વિશાળ ઓરડામાં ઇશ્વર પરાયણ એક વૃદ્ધ પુરૂષ પ્રભુ ધ્યાનમાં તલ્લીન થઇ બેઠા છે.

બંધુ ! આ વૃદ્ધ કોણ ? તે અન્ય કોઇ નહિ પરંતુ ગત પરિચ્છેદમાં વર્ણવેલા તરૂણના પિતા યાદવરાય છે. પોતે વિપ્ર હોવાથી બ્રાહ્મણ ધર્માનુસાર સંધ્યાવંદનાદિ પવિત્ર આચરણ કરી રહ્યા છે. જે સમયે તેમનાં વૃદ્ધ ગૃહપત્નિ વિજયાદેવી ગૃહકાર્યમાં પરોવાયેલાં છે. તેટલામાં હર્ષઘેલી ગુણીયલ કે જેને આપણે ગત પ્રકરણમાં પોતાના સ્વામીના આવાગમનની ખબર વૃદ્ધ સાસુ સસરાને આપવા ગએલી જાણીએ છીએ તે પુજ્ય સાસુજી નજીક આવી ઉભય કરજોડી ઉભી રહી. વિજયાદેવીએ પુત્ર વધૂને તુર્તજ પ્રશ્ન કર્યો.

“બેટા ગુણી ! આવતી હતી તો કંઇ હર્ષના તરંગમાં અને આમ અણધારી સ્તબ્ધ કેમ થઇ ગઇ વારૂ ? ગુણી—બેટા ! શું કહેવાનું

હતું ? કહે—ખુશીથી જણાવ. ”

શરમાળ ગુણીયલ લજ્જામાં અટવાઇ. હૃદયમાં તો ઉભરાનો શુમાર નહિ, પણ શું કરે ? બિચારીને લજ્જાએ ઘેરી હતી. હર્ષ-ઘેલા મુખપર સુરખી જણાઇ—લાલાશ આવી ગઇ, અને વધુ શરમ ઉદ્ભવી.

“માતુશ્રી સિવાય અન્ય બોલવાનો સર્વ પ્રયત્ન વ્યર્થ ગયો. અત્યંત પ્રયત્ને ગુણીયલે જરા હિંમત ધરી, અને મુખમાંથી હર્ષોદ્‌ગાર નીકળે તેટલામાં એક ભિક્ષુક એવો તરૂણ ગૃહમાં પ્રવેશતો જણાયો. જોત જોતામાં દ્વારને ઓળંગી યાદવરાયની નિકટ આવી બેઉ કરજોડી.

“ પવિત્ર પુન્ય પિતા ! આ અપરાધિ ક્ષુદ્ર બાળક આપના ચરણકમળમાં મસ્તક નમાવે છે બોલતો જમીન પર બેઠો. યાદવરાય આ નવિન વ્યક્તિને જોતાં થોડીવાર વિચારમાં ગરક થયા. અંતે મ્હો મલકાવ્યું, મુખાકૃતિપર આનંદનાં ચિન્હ જણાયાં; પરંતુ આ બનાવ, ઝાઝી વાર સ્થિર રહેવા પામ્યો નહિ. થોડીકજ વારમાં વિદ્યુતના પલકારાની માફક યાદવરાયના હૃદયે ખેદને ગૃહણ કર્યો. કંઈ બોલવાની ઇચ્છા થઇ છતાં મનને વાર્યું. અને હાલતો મૌનતાજ યોગ્ય જણાઈ. બીજી બાજુએ વૃદ્ધ વિજયાદેવીએ હર્ષઘેલાપણામાં ટગર ટગર નિહાળ્યાજ કર્યું; જ્યારે ત્રીજી બાજુએ લાજુડી ગુણીયલે ઘુંઘટમાંજ પતિના દર્શનમાં મન પ્રેર્યું.

હવે યાદવરાય મૌનતાને ઝાઝીવાર ધારણ કરી શક્યા નહિ. ઉશ્કેરાયલા મનને સંયમમાં રાખી ગંભીરતાએ “ પ્રભાત ” સંબોધી પ્રશ્નની પહેલ કરી.

"કોણ પ્રભાત ?" યાદવરાયે પ્રશ્ન કર્યો.

"હા પિતા હુંજ કલંકિત પ્રભાત આપને પ્રણામ કરૂંછું. પિતાજી!"

પ્રભાતે આગળ બોલવાની હિંમત ધરી. પરંતુ તેટલામાંજ યાદવરાય તેને ત્યાંજ અટકાવતા બોલ્યા.

"અરે તું મારો પ્રભાત ? તું કોઇ વેશધારી તો નથી ?"

"પિતાશ્રી ! કૃપા કરી એવા બોલો ન બોલો, જેણે જે બાળકને બાલ્યાવસ્થાથી હોંશથી ઉછેર્યો છે, જેણે જે બાળકને આનંદથી રમાડયો છે, ભાવથી પોષ્યો છે; તે કિંકર શું પ્રેમાળ પિતાના હૃદય-માંથી અલ્પ સમયમાંજ અસ્ત વ્યસ્ત થઇ ગયો ? શું તદ્દનજ વિસારે પડી ગયો ?" પ્રભાતે ઓળખ આપી.

"વિસારે છે કે હૃદયમાંજ છે તે પ્રભુને ખબર છે" યાદવરાયે પુત્ર પ્રેમ પ્રગટાવતાં કહ્યું.

"છતાં આજ સરિતા પ્રવાહ કેમ ઉલટો છે ?" પ્રભાતે પ્રશ્ન કર્યો.

"દૈવકોપે યાતો કર્મ સંસ્કારે" યાદવરાયે ખૂલાસો કર્યો.

ઉક્ત વાકયે પ્રભાતને વિચાર વમળમાં નાંખ્યો. થોડીકવાર પછી પુનઃ બબડયો "કર્મ સંસ્કારે ? હા ! કર્મ સંસ્કારેજ." પ્રભાતનું હૃદય ભરાઇ આવ્યું. "પૂજ્ય પિતાશ્રી ! શું ત્હેનું પ્રાયશ્ચિત નથી ?" લથડતા સ્વરે તેણે પ્રશ્ન કર્યો.

"પ્રાયશ્ચિત શા કામનું ! કોઇ વ્યક્તિનો વધ કરનાર મનુષ્ય પોતાના આત્માની શુદ્ધિ અર્થે પ્રાયશ્ચિત કરશે તેથી શું મરનાર વ્યક્તિ પુનઃ પ્રાપ્ત થઇ શકશે ? તે કરેલો આઘાત શું વિસારે પાડી

શકાશે ? પછી ભલે તપ કરો, દાન કરો કે પૂન્ય કરો સર્વ વ્યર્થજ છે. " યાદવરાય બોલ્યા.

" ત્યારે શું, પિતા ! તે દુષ્ટાત્મા માટે અન્ય કંઇ ઉપાયજ નથી ?" પ્રભાતે પ્રશ્ન કર્યો.

" કૌચ બી વાવી આમ્રફળની આશા રાખવીજ ક્યાંથી " યાદવરાયે જવાબ આપ્યો.

" શું તે કૌચ બીના ઉચ્છેદનનો અન્તજ સમજવો ? " પ્રભાતે પુનઃ ખુલાસો માગ્યો.

" અધર્માચરણીથી પરમાત્મા દૂરજ રહે છે. "

" પરંતુ તે અધર્માચરણી ધર્માચરણની આશા રાખતો હોય તો ?" પ્રભાતે પૂછ્યું.

" તેણે તો પ્રથમેવ આત્માને શુદ્ધ કરવો અને પછી ધર્મ જાણતાં શીખવો. " યાદવરાયે ખૂલાસો આપ્યો.

" કૃપા કરી તે ધર્મ અધર્મનું રહસ્ય સમજાવશો તાત ! " પ્રભાતે વિનવ્યું.

યાદવરાયે કહ્યું " સાંભળઃ—

**यंत्वार्याः क्रियमाणं प्रशंसन्ति सधर्मोऽयंगर्हते सोऽधर्मः**

આપસ્તંબ ધર્મ સુત્ર.

જે આચરણને આર્ય પૂરૂષો વખાણે તે ધર્મ અને જેને તેઓ નિંદે તે અધર્મ કહેવાય છે.

જે કાર્ય આરંભથીજ ન્યાયયુક્ત હોય તેજ ધર્મ અને જે ન્યાયથી વિપરીત એટલે અનાચાર યુક્ત તેજ અધર્મ. શુભાચરણ કરનાર કાલાંતરે પણ દુર્ગતિને પામતો નથી. હલકો વર્ણ પણ ધર્માચરણે કરી પોતાથી ઉત્તમોત્તમ ધર્મપણાને પામે છે. અને ઉત્તમ વર્ણ પણ અધર્માચરણે કરી પોતાથી હલકામાં હલકા વર્ણને પામે છે. માટેજ શાસ્ત્રો ધર્મના પાઠ કરે છે. પરંતુ તે ધર્મ આત્માની શુદ્ધિ વિના પ્રાપ્ત થતોજ નથી. " યાદવરાયે ધર્મનું રહસ્ય સંક્ષિપ્તમાં સમજાવ્યું.

"ધર્માચરણમાં આત્માની શુદ્ધિની શી જરૂર ?" પ્રભાતે શંકા કરી.

"ભલે જપ કરો કે તપ કરો, ભલે દાન કરો કે પૂન્ય કરો; પરંતુ જલમાં વસનારી, માછલીનું સ્નાન વ્યર્થ છે, તેમ ઉપર્યુક્ત આત્મ શુદ્ધિ વિનાનું ધર્માચરણ વ્યર્થ છે. માટેજ આત્માની શુદ્ધિની જરૂર છે." યાદવરાયે શંકાનું સમાધાન કર્યું.

"ઠીક, ત્યારે આત્માની શુદ્ધિનું કાંઇ સાધન ? સરળ ઉપાય" વળી પ્રભાતે પ્રશ્ન કર્યો.

"કસોટી, સુવર્ણની શુદ્ધિ જેમ તપાવ્યે થાય છે, ચંદનનો પરિમલ જેમ દહન કરવાથી પમાય છે; તેમ આત્માને કસોટીપર ચડાવવાથી આત્મશુદ્ધિ થાય છે. આત્માની શુદ્ધિ થતાં આત્મા પોતેજ ધર્મને જાણી-પિછાની શકશે" યાદવરાયે સંતોષજનક ઉત્તર કર્યો.

"આત્મ શુદ્ધિ અર્થે કસોટી કરવાનું કોઇ સ્થાન ? કોઇ સમય ?" પ્રભાતે ખુલાસો માગ્યો.

"સ્થાન અગોચર અરણ્ય, અને સમય ઉત્કણ્ઠા છે, જે સમયે ઉત્કણ્ઠા ઉત્પન્ન થાય તેજ સમય આત્મ શુદ્ધિ સાધવાને માટે સર્વોત્તમ છે." યાદવરાયે કહ્યું.

અરણ્ય શબ્દ કર્ણ ગોચર થતાં પ્રભાતનાં હૃદય પડલ ખુલી ગયાં. તેના અવયવો—ગાત્રો શિથિળ થયાં. અરણ્ય સિવાય કોઇ અન્ય સ્થાનની ઇચ્છા થઇ. જનસમૂહમાં રહેવાનું મન થયું. પ્રશ્ન ઉભો કર્યો.

"પિતા, શું આત્મ કસોટીનું સ્થાન અરણ્યજ છે, અન્ય સ્થળે તે થઇ શકેજ નહિ?"

"સાંસારિક પ્રાણી સંસારમાં રહી શુદ્ધ કર્માચરણે કરી ઇશ્વર પ્રાપ્તિ કરી શકે છે, પરંતુ સંસારમાં વિષયવાસનામાં રચીપચી રહેનાર જીવાત્મા દ્દઢતાને કદીપણ પ્રાપ્ત કરી શકતો નથી. મન ચંચળ છે, તેને ચળિત થતાં લેશ માત્ર સમય લાગતો નથી; સંસારની વિષય-વાસનાઓ પ્રબળ છે, માટે તેને વશ કરવાને દ્દઢતાની જરૂર છે. દ્દઢતા વિના વૈરાગ્ય ઉદ્ભવે નહિ, ઉદ્ભવે તો પોષાય નહિ, પોષાય તો છાજે નહિ; એટલા માટેજ સંસારમાં રહી પ્રભુ પ્રાપ્તિની ઇચ્છા-વાળાઓએ પ્રથમેવ દ્દઢતાનો અભ્યાસ કરવો જોઇએ. એ દ્દઢતા હસ્તગત કરવા માટે સદાચરણનું અવલંબન કરવું જોઇએ." યાદવરાયે પ્રશ્નનું સમાધાન કર્યું.

"યથાર્થ છે પિતા! સદ્વર્તન અને દ્દઢતા એ પ્રભુ પ્રાપ્તિનાં પ્રથમ પગથિયાં છે, એમ હવે મને સ્પષ્ટ સમજાયું. આપનો આદેશ ગ્રહણ કરી આજથી તેનું હું મનન કરીશ પિતા! આપનો પરિચય—સહનિવાસ મને સાહાય્યભૂત થશે." પ્રભાતે કહ્યું.

ઉક્ત શબ્દોએ યાદવરાયનાં હૃદયમાં ખિન્નતા ઉત્પન્ન કરી. પ્રત્યુત્તરમાં "લાચાર" સિવાય અન્ય શબ્દો તેઓ બોલી શક્યા નહિ. "લાચાર" શબ્દ સાંભળી પ્રભાતના હૃદયમાં આઘાત થયો. તે બોલ્યો.

" પિતાશ્રી !!! બાપુ !!! લાચાર ? તાત શું મારો ત્યાગ કરશો ? " તેના નેત્રમાં બે અશ્રુ બિન્દુઓએ અધિક શોચ બતાવ્યો.

" એક ધર્મ—સદ્ધર્મના પ્રતિપાલન અર્થે." યાદવરાયે આત્મ દઢતાનું નિરીક્ષણ કરાવ્યું.

" તાત ! શું બાળકનો પરિચય આપના ધર્મનો ખંડન કર્તા છે ? " પ્રભાત ગળગળો થઈ બોલ્યો.

" शकटं पंचहस्तेन दशहस्तेन वाजिनम्

हस्तिनं हस्त सहस्रेण देश त्यागेन दुर्जनः ॥ વૃદ્ધચાણક્ય

ગાડાથી પાંચ હાથ, અશ્વથી દશ હાથ, હાથીથી એક હજાર હાથ દૂર રહેવું પરંતુ જે દેશમાં દુર્જન વસતો હોય તે દેશનો તો ત્યાગજ કરવો. પ્રભાત ! ભલે તું મ્હારો પુત્ર છે, આત્મ સ્વરૂપ છે, મારી પાછળ તિલાંજલી આપનાર તું સિવાય અન્ય કોઇ નથી; ભલે હું મ્હારા હાથેજ મારો સ્વાર્થ બગાડું છું, આત્મ સત્યાનાશ વાળું છું; મ્હારી વૃદ્ધાવસ્થાના વિરામ સ્થાનરૂપ પુત્રને ગુમાવુંછું, મ્હારી સર્વ અમર આશાઓને મર્ત્ય બનાવુંછું, છતાં તે સર્વ સંકષ્ટ સહન કરવાની મને પૂર્ણ હિમ્મત છે. પરંતુ રે કુલાંગાર ! હત્યારા નર્ક શોચ પુત્ર પ્રભાત ! ઉત્તમોત્તમ બ્રહ્મકુળમાં જન્મ લઇ ત્હેં ત્હારા આત્માને ભ્રષ્ટ કર્યો છે, તું દુર્જન થયો છે, મ્હને તું ગમે તેટલો પ્રિય હોઇશ છતાં જે ધર્મ છે તેજ મ્હારા હૃદયમાં શ્રેષ્ઠ છે. જે ધર્મ દ્રોહી છે તેજ મ્હારો પણ દ્રોહી છે. ત્હેં ધર્મનો ત્યાગ કર્યો છે, માટેજ હું તને દુર્જનનું દુર્નામ આપુંછું, અને તે નિમિત્તેજ હું ત્હારો ત્યાગ કરૂંછું. જગત્ કર્તાની વિશ્વવાટિકા સર્વને માટે ખુલ્લી છે, પ્રભુના

ઉદ્યાનમાં સર્વ વિચરી શકે છે, ચાહે ત્યાં વિચર, મન ફાવે તે આચર: ત્હારો ત્યાગ તેજ મ્હારે ઇષ્ટ છે." વૃદ્ધ યાદવરાયને બોલતાં શ્વાસ ચઢી ગયો, ગળગળા થઈ ગયા, પુત્ર પ્રેમને લઇને નેત્રમાંથી બે મોતી ખરી પડયાં. તરૂણના ચ્હેરાએ પણ ગંભીર સ્વરૂપ પકડયું. તે તે શાંતિથી બોલ્યો.

"તાત! અપરાધ ક્ષમા!!! છોરૂ કછોરૂ થાય પરંતુ માવિત્ર કુમાવિત્ર બને તો સૂર્ય પશ્ચિમમાંજ ઉદય પામે, **क्षमा वीरस्य भूषणः**" તરૂણના નેત્રમાંથી આંસુ સરી પડ્યું. યાદવરાયનું દૃઢ હૃદય પિગળ્યું. પરંતુ કલાઇના રસની માફક કરતાં [illegible] લાગી નહિ. તેમના હૃદયમાં રૂંવે રૂંવે કુળાભિમાન જાગૃત હતું, [illegible] જ તેનું ગૌરવ તેમને પ્રાણથી પ્રિય હતું. તેઓ [illegible] બોલ્યા.

**उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती ।**
**स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥** મનુસ્મૃતિ.

બ્રાહ્મણની ઉત્પત્તિજ ધર્મની સનાતન મૂર્તિ ગણાય છે, તે ધર્માચરણ કરવા માટેજ ઉત્પન્ન થયો છે, અને તે વડેજ તે મોક્ષ મેળવવા ભાગ્યશાળી થઈ શકે છે.

જેનું મન-હૃદય દૃઢ છે તેને કોણ ચલિત કરશે, દૃઢ હૃદયની દૃઢ ભાવનાને કોણ ડગાવનાર છે. યાદવરાયને વૃદ્ધાવસ્થામાં સેવા શુશ્રુષાર્થે પુત્ર ધન કરતાં ધર્મધનના સંચયનીજ નિત્ય ઇચ્છા છે.

પ્રભાતની ઉપર્યુક્ત આજ્ઞાએ યાદવરાયના હૃદયપર ઉલટી અસર કરી. અગ્નિમાં ઘૃત હોમાવાની માફક તેમનો આંતરિક પાવક પૂર

જોશમાં ઝળકી ઉઠયો—ભભૂકી ઉઠયો. ધોળામાં ધૂળ વલાવનાર, નિષ્કલંકિત્ કુળને કલંક અપાવનાર—દોષ ચઢાવનાર કુળાન્ડિક કુપુત્ર પ્રભાત તરફ ઉશ્કેરાઇ વિશેષ ક્રોધયુક્ત વાગ્બાણુ છોડયાં.

" પ્રભાત, પ્રભાત, નરાધમ, નક્કી સમજજે કે જે આશાએ તું અહિં આવ્યો છે, તે કોટી ઉપાયે ફલિભૂત થશે નહિ, સર્વ વ્યર્થ છે. મ્હારો અને ત્હારો પિતા—પુત્રનો સંબંધ જ્યારથી કિશોરના ભયાનક ખૂન કરવામાં મદદનિશના આરોપ નિમિત્ત સાતવર્ષના ઘોર કારાગ્રહના આવાસની ઘોર શિક્ષા ત્હને થઇ ત્યારથીજ તૂટી ગયો છે. આ યાદવે ત્યારથીજ પુત્ર પ્રભાતનું સ્નાન કર્યું છે. જા, જે માર્ગેથી તું આવ્યો, જ્યાંથી તું અત્ર આવ્યો તેજ માર્ગે ત્યાંજ તું ચાલ્યો જા, વિલંબ ન કર હું ત્હારો પિતા નથી—તું મ્હારો પુત્ર નથી."

યાદવરાયના આ અને અન્ય અનેકાનેક વચનોથી બિચારી વૃદ્ધ વિજયાદેવીના હૃદયમાં આઘાત થયો. કુળ વધુ ગુણીતો સ્તબ્ધજ થઈ ગઇ.

અરેરે ! ગરીબ બિચારી ગુણીયલ ! હા દૈવ ! તેણે એવાં શાં પાપ કર્મ કર્યાં હશે. અને તેનાં પૂર્વનાં કેવાં સંસ્કારો હશે કે બિચારી પવિત્ર ભોળી અબળાને છતાં પતિએ વૈધવ્ય પ્રાપ્ત થઇ હશે. બિચારી ગુણી ! લજ્જાને લીધે તેણે સાડીનો છેડો આગળ ખેંચ્યો હતો. પરંતુ તેનાં કમળ જેવાં સુંદર નેત્રોમાંથી કયારનાંએ મોતી નિકળવા માંડયા હતા. તેના દુઃખ વિમોચનરૂપ—દિલાસારૂપ ફકત રૂદનજ હતું. પુત્ર વત્સલ વિજયાદેવીને અનુકંપા થઇ. પુત્ર દુઃખથી તેને રોમાંચ થયો. સ્વામિને આજીજી કરવા હિંમત કરી.

" નાથ.............." આગળ બોલે ત્યાંતો યાદવરાય તેમને અટકાવતાં બોલ્યા.

"દેવી ! તમે જાણોછો કે સોનાની કટારી કમરેજ બંધાય છે, પરંતુ પેટમાં ખોસાતી નથી. હું સમજુંછું કે પુત્ર ધન સમાન અન્ય ધન નથી. વળી પિતા કરતાં માતાનો પુત્ર પ્રેમ અધિક હોય છે. ક્ષુધાતુર ભોજન તરફ લલચાય એ નૈસર્ગિકજ છે; અને તે આધારે પ્રભાત તરફ તમારો પ્રેમ બલવત્તર હોઈ અલંબાય એ સ્વભાવિકજ. દેવી ! પુત્ર ત્યાગાર્થે મ્હારા હૃદયપર કાંઇ ઓછો આઘાત થતો નથી. યદિ આ હૃદય ચીરી બતાવું તો પ્રત્યેક અણુ પુત્રની—સત્પુત્રની રાહ જોઇ રહ્યું છે, છતાં ન્યાયદષ્ટિએ ધર્મ ખંડન મને વધારે દુઃખમય ભાસે છે. અને તેટલા માટેજ ભર્તુસહ ધર્મચારિણી તરીકે તમારો ધર્મજ છે કે મ્હારી પેઠે ત્હમારે પણ મમતાનો ત્યાગ કરવો. આ મારૂં અન્ન, આ મ્હારૂં ધન, આ મ્હારાં વસ્ત્ર, આ મ્હારા પતિ, આ મ્હારી સ્ત્રી, અને આ મ્હારો પુત્ર એમ મ્હારૂં મ્હારૂં કરનાર ક્ષુદ્ર મનુષ્ય—અલ્પ પ્રાણી ભવાટવીમાં ભટકાય છે, કાળે કરીને 'મ્હારૂં' કહેનારનો અને તેના પદાર્થોનો કાળ—મૃત્યુરૂપી સિંહ ભક્ષ કરે છે. આ શરીર નશ્વર છે, વૈભવ નિરંતર નથી, ચિરસ્થાયી નથી માટે મૃત્યુ—કાળચક્રને સદૈવ શીર્ષપર ફરતું સમજી ધર્મનોજ સંગ્રહ કરો.

> **नामुत्र हिसहायार्थे पिता माता च तिष्ठतः**
> **न पुत्र दारा न ज्ञाति धर्मस्तिष्ठति केवलः ॥**
>
> મનુ.

પરલોકમાં સહાય માટે માતા, પિતા, પુત્ર, સ્ત્રી, અને સંબંધીઓ ઉભાં રહેતાં નથી. માત્ર એક ધર્મજ ઉભો રહે છે; અને તેથી તેનુંજ પ્રતિપાદન કરવું એ આપણા મનુષ્ય જાતિનો પરમ ધર્મ છે—પરમ

ગતિ છે. દેવી ! તમે મ્હારી વચ્ચે ન આવો. જે થાય છે તે યોગ્યજ થાય છે. પતિ આજ્ઞાનું પ્રતિપાલન એજ પત્નિનું ભૂષણ છે."

સ્ત્રી હઠ દરેક ત્રિયામાં હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી છતાં તે હઠનો પતિ આજ્ઞારૂપી ચળકતી તલવારે પલવારમાં નાશ કર્યો. દેવી હતાશ થઇ ગયાં. તેમનું ગળું સુકાઇ ગયું. આભ તૂટી પડયો. પ્રિય વાંચક ! દેવીને અન્ય ઉપાય હવે રહ્યો નહિ અલૌકિક પુત્રપ્રેમ તેમના રૂવે રૂવે પ્રગટી નિકળ્યો. પ્રત્યેક રૂવે 'પુત્ર, પુત્ર' એમ શબ્દો થઇ રહ્યાં છતાં પોતાના પતિ–પ્રભુના આદેશ રૂપ તીક્ષ્ણ અસિએ તે સર્વનો પલવારમાં ઉચ્છેદ કર્યો. નિરૂપાય, મુખ બંધ થઇ ગયું છતાં વત્સલતા બંધ થઇ નહિ કપોળ પ્રદેશપર અશ્રુની અસિમધાર પડી, માતા રડી પડી.

ગુણીઅલ ગુણી ! ભર્તુવત્સલ સુભાર્યા ! આ સમયે તને કોણ આશ્વાસન આપે. મેરૂથી પણ અડગ એવા શ્વસુરની ભીષ્મ પ્રતિજ્ઞા આગળ ત્હારા સર્વ ઉપાય–સર્વ રોદન–નાહકજ છે. સ્મરણ તરંગમાં ત્હને કલ્પતાં અમારા સુજ્ઞ વાંચકો ત્હારી પ્રત્યે સહૃદય થઇ એક બે અશ્રુમોતી અર્પણ કરે તો તું કૃતાર્થજ સમજજે. ત્હારો એજ અંતિમ ઉપાય છે.

પિતાના–બાપ્પના નિશ્ચયાત્મક વચનોએ આશાવંત પ્રભાતની સર્વ આશાઓ છિન્નભિન્ન કરી નાંખી. આશા વાદળ વિખેરી નાંખ્યું. કઠોરતારૂપી સૂર્ય સંપૂર્ણ તપ્યો. બિચારા પ્રભાતથી આ સહન ન થયું. ગમે તેમ તોપણ તે મનુષ્યજ હતો. તેના સર્વગાત્ર શિથિલ થઇ ગયાં. બિચારો ધરણીપર પટકાઇ પડ્યો. મૂર્છા આવી.

વાંચક ! આપ્તજનના મૃત્યુનો કુપ્રસંગ દુર્દૈવવશાત્ ત્હારે અનુભવવો પડયો છે ? જો તેમ હોય તો તેની કલ્પનાથી ત્હારા મગજને સતેજ કરજે. અત્યારનો સમય એવોજ ભાસ આપે છે.

અધ ઘડી થઇ. પ્રભાતની મૂર્છા વળી. અણીઆળાં કમળ જેવાં નેત્રો અર્ધ ઉઘડયાં. અનુચિતવ્યું ચૈતન્ય આવ્યું. એકદમ ઉઠયો. કંઇક નિશ્ચય કરતો હોય તેમ માનસિક ચાળાઓ કરવા લાગ્યો. સર્વ ત્યાગ–સંન્યાસ ઉત્તમ જણાયો. સંસાર નશ્વર લાગ્યો. સુખરૂપી અમૃતે હળાહળનો સ્વાદ આપ્યો. મારૂં તારૂં જલતરંગ લાગ્યાં. અહંતા મમતાનો ત્યાગ કર્યો. શ્રી સચ્ચિદાનંદ પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપનુ શરણ માગ્યું. દ્રષ્ટી દ્વાર પ્રતિ નાંખી અને પ્રયાણની તૈયારી કરી. એક ડગ ખસ્યો અને ગંભીર પણ હૃદયદ્રાવક સ્વરે યાદવરાય–પિતા તરફ મસ્તિષ્ક નમાવતાં બોલ્યો.

“ તાત, બાળક અંતિમ પ્રણામ કરે છે, ‘ તાત ’ શબ્દજ છેવટનોજ આ અપરાધિને જણાય છે. જન્મ આપનાર શિરસાવદ્ય પવિત્ર પિતાની સોડમાંથી ખસી શ્રી અખિલ નાયક પાલકપિતાની સોડમાં જવાની આકાંક્ષા છે. ”

વિજયાદેવીને પ્રણામ કરતાં કહેવા લાગ્યો.

“ માજી, જનેતા, વિશ્વમાં ત્હારા જેવું હેત–વાત્સલ્ય–પ્રેમ બીજે મળવો અશક્યજ છે, ત્હારા જેવી સુમાતા મેળવવાને હું ખરે ભાગ્યશાળીજ છું, જનની, અપરાધિ બાલુડું અંતિમ પ્રણામ કરે છે. માતા ! ત્હારા અનેકાનેક ઉપકારોનો ઋણી બાળક ત્હારી દયા યાચે છે. ”

ડાબી બાજુએ ઉભેલી ગુણીઅલ તરફ દ્રષ્ટી પડી. વળી બોલ્યો.

"દેવી, ભદ્રે, તમારા પિતાએ તમને જન્મજ ન આપ્યો હત તો આ ભયંકર વિરહાગ્નિ સહેવા તમારે જરૂર ન રહેત. તમારા પિતાએ એક અમુલ્ય રત્ન મને સોંપ્યું, હા! ઋણુમાં મેં તે આપી દીધું. હું તેને સાચવી શક્યો નહિ. તે રત્ન મને ભિક્ષુકને છાજયું નહિ. રત્નને મુલ્યહિન બનાવ્યું–અરે ભિક્ષુજ બનાવ્યું. તમોને લેશ માત્ર સુખ હું આપી શક્યો નથી. દેવી, મ્હારો અપરાધ હૃદયમાં વસતો હોય તો ક્ષમા કરજે, મ્હારો ધર્મ હું ચૂક્યો છું, તું ત્હારો ધર્મ ચૂકીશ નહિ. બસ! વધુ કહેવાનો સમય નથી. ફક્ત એટલુંજ દાન ત્હારી પાસે માગી લઉંછું કે ભવિષ્યમાં આ અપરાધિને સદંતર ભૂલીજ જજે. બસ! અન્ય કાંઇ કહેવાનું નથી."

બિચારી ગુણી હૈયાફાટ રડી પડી. પ્રત્યુત્તર આપી શકાયો નહિ. માતાનું રૂદન હજુ ચાલુજ હતું. ફક્ત મેરૂ સમાન અચલ યાદવરાયનાં નેત્રમાંથી અગ્નિ વરસતો હતો.

જનની જન્મ ભૂમી ધરાને પ્રણામ કર્યાં. છેવટે અંતિમ શબ્દો ઉચ્ચાર્યાં.

"માતા, પિતા, ગુણી, જન્મભૂમી, ગૃહવાટિકા, તમો સર્વને મ્હારા પ્રણામ છે. હું જાઉંછું. જગત્ પર્યટનમાં ઉંચે આભ અને નીચે ધરતીના વિશ્વાસે અટન કરીશ. આપ સર્વનો વિયોગ મને શલ્યની માફક સાલશે, પરંતુ હૃદય દૃઢ કરીશ, આત્મ સંયમ આદરીશ, અને સર્વ વિસારવાનો યત્ન કરીશ. તેમ નહિ થાય તો વિશ્વ-વાટિકામાં પર્યટન કરતો કોઇ અગોચર અરણ્યમાં પવિત્ર ગંગા તીરે આશ્રમ કરી તમો સર્વના નામનો જપ કરીશ. કદાચ આપના સ્મર્ણમાં

હું આવું તો સેવકને માટે એ અશ્રુબિંદુ ખેરવી આશિષ આપજો. બસ! હે પરમકૃપાળુ પરમાત્મા! માતા, પિતા, ભગિની, ગુણી વિગેરે સર્વનું રક્ષણ ત્હારે હાથ છે. તેમના પવિત્ર નામને કલંકિત થવા દઇશ નહિ, ત્હારા ચરણનું તેમને શરણ આપજે, અને આ બાળક ફેર પૂનિત થાય તો સ્વર્ગમાં તેમનો સંયોગ કરાવજે."

તરૂણ ચાલ્યો. હૃદય ફાટવા લાગ્યું, બંધ પ્રાણ ફરવા લાગ્યા. છતાં આત્મ સંયમ કરી મન દૃઢ કર્યું. ગૃહ સ્મશાન બની ગયું એક ખુણામાં ગુણી અને બીજામાં પવિત્ર વિન્ધ્યાદેવી અશ્રુ સારતાં હતાં; છતાં ધર્મશીલ ન્યાય પરાયણ યાદવરાયની ધૈર્યતા તૂટી નહતી.

---

# તૃતીય પરિચ્છેદ.

## ઓળખાણ—ખૂન, કારાગૃહ.

विगत [illegible] दिताशया
[illegible] पोह [illegible] समात्वय ।
मकृत [illegible] र वि [illegible] रेणास
त्विह सुखं विहरन्ति महाधियः ॥

યોગવાસિષ્ટ.

જેનાં માન અનહદ જતાં રહ્યાં છે, જેના આશયનું લોક મોહન કરે છે, શરદના પૂર્ણચન્દ્રના જેવી જેની મનઃકાન્તિ છે, અને પ્રકૃતિથી

પ્રવાહ પતિત થઈ શુભવ્યવહારમાં જેઓ વિહાર કરે છે એવા મહા બુદ્ધિવાળાઓ આ જગતમાં સુખે વિચરે છે.

ગત પ્રકરણોમાં આપણે પ્રભાત, યાદવરાય, વિન્ધ્યાદેવી અને ગુણીયલ વિષે માહિત થયા છીએ. વળી આપણે એમ પણ જાણ્યું છે કે આપણી નવલકથાના નાયક પ્રભાતનાં એ નિકટનાં સંબંધી હતાં. વાંચક ! ચાલ હવે આપણે તેને વિષે વધારે જાણીએ. વળી યાદવ-રાયના મુખથી પ્રભાતને ગૃહત્યાગનું કારણ પણ જાણી શકયા છીએ, પરંતુ પ્રભાતનો યાદવરાયે જે અપરાધ માટે ત્યાગ કર્યો તે શું અતિ દુર્ઘટ હતો ? શું તેનું કોઇપણ પ્રકારનું પ્રાયશ્ચિત હતુંજ નહિ ? પ્રભાતનો ત્યાગ કરવામાં યાદવરાયે પિતૃવત્સલતા ગુમાવી એ શું યોગ્ય કર્યું ? એવો કયો કઠોર હૃદયનો પિતા હશે કે પુત્રના અપરાધ છતાં, તેના વિનવવા છતાં આળઘાતક તરીકે આવું ભયંકર કૃત્ય કરે ! ખરે ! યાદવરાયે આત્મદઢતા અને કઠોરતાવડે આત્મીય પુત્રને ગુમા-વ્યો છે. પરંતુ ! જરા સબુર ! શું આપણે કોઇ વિકટ માર્ગે ભૂલાતો નથી પડયા ! યાદવરાયને તેમના કૃત્ય માટે આપણે અન્યાય તો નથી આપ્યો ? વાંચક ! ધર્મપાળક તરીકે અને ન્યાયની રીતિએ જોતાં જે બન્યું તે યોગ્યજ છે એમ કહેવામાં તું પણ સંકોચ નહિ ખાય ! પ્રભાત ! અપરાધિ ક્ષુદ્ર પ્રભાત ! અમારે માટે તું ગમે તેવો મત બાંધજે, છતાં અમે કહીશું કે ત્હને અપાયલો ન્યાય—ત્હને થયેલી સજા અસ્થાને નથીજ. ચાલો હવે આપણે પ્રભાતને ઓળખીએ.

ભગવાન્ વિશ્વકર્માએ અખિલ સૃષ્ટિના અધિષ્ઠાતા તરીકે હિંદને સૃજ્યું છે, અને તેમાં પણ આપણી ગુર્જરભૂમિને એક ઉદ્યાનરૂપ બનાવી છે, એ આપણે માટે અલ્પ નથીજ. અનેક સુપ્રવાહી નદીઓના

પ્રવાહથી ઉચ્ચવિભાગેથી અવલોકન કરનારને ગુર્જરભૂમિ એક દિવ્ય સ્વર્ગભૂમિ જેવી લાગે છે. તેની એક ગંગા-મહીના કિનારા પાસેના ઈલ્વ નામના પ્રદેશમાં વર્તમાન પરિચ્છેદનો પ્રારંભ થાય છે. ઈલ્વ પ્રદેશમાં ભિમાશંકર—નામના રમણીય સલિલ પ્રવાહતટે આવેલા—મુડેટી ગ્રામમાં આપણે પ્રવેશ કરીએ. આ ગ્રામમાં મુખ્યત્વે બ્રહ્મ બીજ અતિશય હોય તેમ જણાય છે, ગ્રામમાં વસતા પવિત્ર ભૂદેવાના સંધ્યાવંદન, દેવાર્ચન, અને વેદ ધ્વનીથી પવિત્ર મોક્ષદાયિની વારાણસી નગરીનો આપણને ભાસ થાય છે. વિદ્યાર્થીગણો વિદ્યાપ્રાપ્તિ અર્થે સેંકડો કોશથી અત્ર આવી પંડિતવર્યોના પાદસેવન કરતા હતા, અને પોતાની ઇચ્છાનુસાર વિદ્યાપ્રાપ્તિ કરતા હતા. કથાના નાયક પ્રભાતના પિતા યાદવરાય આ ગ્રામના નિવાસી હતા. તેઓ સાત્વિક વૃત્તિવાળા, અને ધર્માભિમાની તથા કુળાભિમાનીહોવાથી વિપ્રવર્ગમાં અગ્રગણ્ય હતા. લક્ષ્મીદેવીની તેમના ઉપર પૂર્ણ કૃપા હતી. આગળ જણાવી ગયા તેજ પવિત્ર કુળનાં પવિત્ર વિન્ધ્યાદેવી તેમનાં ધર્મપત્નિ હતાં. તેમનાથી અંધની લાકડી અને ભૂખ્યાને ભોજન સમ તેમને પ્રભાત નામનો પુત્ર થયો હતો. સંતાનમાં માત્ર તેજ વૃદ્ધ યાદવરાયનું રત્ન હતો; અર્થાત્ અન્ય કાંઈપણ સંતતિ હતી નહિ. યાદવરાયની સર્વ આશા, અભિલાષા અને મનોરથ તેના ઉપરજ હતા. પરંતુ એકજ સુપુત્ર હોવાથી યાદવરાય સંતુષ્ટ હતા. પુત્ર નવ વર્ષનો થયો ત્યાંસુધીમાંતો માતૃભાષાની કેળવણી પૂર્ણ કરાવી. જગતની જાળ અને ખરેખર મોહમાયાના આવરણરૂપ મુમ્બાપુરી—મુંબાઇ માવડી—માં ઈંગ્રેજી અભ્યાસાર્થ મોકલી દીધો. એસપ્લેનેડ હાઇસ્કુલના વિદ્વાન્ પ્રિન્સીપલોની મિષ્ટ નજરથી ચંચળ પ્રભાતે સોળ વર્ષની કાચી વયમાં મૅટ્રિક પસાર કરી આત્મચંચળતા દર્શાવી. સંસ્કારી પિતાએ

તેને સંસ્કૃત કરવો ઉચિત ધાર્યો. મુમ્બાપુરીથી તેડાવી લઈ પોતાનાજ ગ્રામમાં એક પંડિત–ગુરૂના આદેશતળે પ્રભાતને સંસ્કૃત થવા–સંસ્કૃત અભ્યાસ કરવા મૂકી દીધો. ચંચળ પ્રભાત ખરે સંસ્કૃત કેળવણીને લાયકજ હતો. સંસ્કૃત થવા યોગ્યજ હતો. તેને સંસ્કૃત થતાં ઉમંગ થયો.

પ્રભાતે શાળામાં અભ્યાસ શરૂ કર્યો. સહાધ્યાયીઓના વિનોદ સાથે દિન નિર્ગમન થવા માંડયા. શાળાની અંદર અનેકાનેક વિદ્યાર્થીઓ અભ્યાસાર્થે આવતા હતા, પરંતુ પ્રભાત સર્વથી ઉચ્ચ અને કુશળ હોવાથી તેની મૈત્રી અન્ય વિદ્યાર્થીઓ સ્વભાવથીજ ચાહતા હતા. તદુપરાંત તેનો મળતાવડો સ્વભાવ, મિષ્ટ ભાષા, અને અમૃતમય શબ્દોથી વિદ્યાર્થીઓમાં તે પ્રિય થઈ પડયો હતો. શાળામાં માત્ર બ્રાહ્મણોજ નહિ, પરંતુ અન્ય જ્ઞાતિના વિદ્યાર્થીઓને પણ વિદ્યાભ્યાસ કરાવાતો. પ્રભાતની સાથે કિશોર નામનો કિશોર વયનો એક યુવક અભ્યાસ કરતો હતો. પ્રભાત અને કિશોરનો સંબંધ દિન પ્રતિ દિન વૃદ્ધિગત્ થતો ચાલ્યો, અને અલ્પ સમયમાં તેઓ ગાઢ સ્નેહી થઈ પડયા. કિશોરની આર્થિક સ્થિતિ ઘણીજ ખરાબ હતી. તેની નિર્ભાગિની માતાને ત્રીશ વર્ષની ન્હાની વયે વૈધવ્ય પ્રાપ્ત થયું હતું. પતિના અવસાન સમયે પુત્ર આઠ વર્ષનો હતો. કિશોરનો પિતા સરકારી ગુજરાતિ શાળામાં શિક્ષક હતો, અને તેને માસિક રૂપીયા દશનો દરમાયો મળતો હતો. આટલી ટૂંકી આજીવિકામાં મહા–મુશ્કેલીએ પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો હતો, છતાં તે સદ્ગુણી અને સંતોષી હોવાથી પિતાના ગુણ બાળપણથી કિશોરને વારસામાં મળ્યા હતા. પિતાના જેવોજ સદ્ગુણી તેપણ હતો.

પરસ્પર સમાન્ ગુણુ મળવાથી પ્રભાત અને કિશોરનું એક યુગલજ બની રહ્યું હતું. તેઓ એકમયજ હતા.

પ્રભાત અને કિશોર એક દિવસ સાયંકાળે કુદરતનું નિરીક્ષણુ કરવા માટે ભગવતીના તીર પ્રાન્તે વિચરતા હતા. રાત્રિ દેવીના આગમનની હજુ વાર હતી બન્નેને વાર્તાલાપ થયો.

"બંધુ, કિશોર, જો તો આ સામેના વૃક્ષોના પ્રાન્તમાંથી આવતા ભગવાન્ સૂર્યનારાયણુના કિરણો પત્રના પડછાયાને લીધે જમીન પર કેવી સુંદર જાજમ બિછાવતા હોય એમ લાગે છે." પ્રભાત બોલ્યો.

"હા, ભાઇ પ્રભાત, પરમકૃપાળુ જગન્નિયંતાની વિશ્વવાટિકાનો વિહાર કાંઇ અદ્ભૂતજ છે. પરંતુ એ કિરણો ફેંકનાર ભગવાન્ સહસ્ર રશ્મિ અત્યારે કેવા આનંદ જનક લાગે છે?"

"ખરેખર, કિશોર, કાલ્પનિક શક્તિ કરવામાં તું અતિતીવ્ર જણાય છે, તો કહે, આ ઉપરથી આપણુ જગત્ બાંધવોને શો પાઠ શીખવો જોઇએ?" પ્રભાતે પ્રશ્ન પૂછ્યો.

"ભાઈ પ્રભાત, આદિ, મધ્ય અને અંત પ્રત્યેક મનુષ્યોને તથા સ્થાવર અને જંગમ વસ્તુઓને માટે નિર્માણુ છે. ઈહ જગત્માં કોઈ પણુ વસ્તુ સ્થિર નથી. નામ તેનો નાશ જરૂર થવોજ છે. ભગવાન્ સૂર્યનારાયણુને પણુ ઉદય, મધ્યોન્નતા, અને અસ્ત એમ ત્રણુ અવસ્થાઓમાં પ્રતિદિન અટન કરવું પડે છે. આપણુ પામર મનુષ્યો છીએ. આપણી સ્થિતી પણુ કાળાંતરે બદલાયજ છે. વર્તમાન રંગમાં આપણે સંપૂર્ણ વૈભવ ભોગવતા હોઇશું તો

કાઇક સમયે તે વૈભવનો નાશ થવાનો પણ સમય આવશે. મોટા મોટા મહેલ, માળા, અને બગીચાના અધિપતિઓને કોઇ સમય અનાથાશ્રમોમાં પણ નિવાસ કરવો પડે છે. અનાથાશ્રમોમાં નિવાસ કરતાં શેરીએ શેરીએ અને ચકલે ચકલે આથડી, ભટકી, ભૂખે ટળવળતાં મનુષ્યો કાળાંતરે રાજ્ય પદ્દવિને પામે છે, એમાં લેશ માત્ર પણ આશ્ચર્ય નથી. માટે મહા કૃપાળુ પરમાત્માએ જે અવસ્થામાં આપણને નિયત કર્યાં હોય તેજ અવસ્થામાં સંપૂર્ણ સંતોષ અને આનંદ માની રહેવું એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે, ધર્મ છે" કિશોરે ઉત્તર કર્યો.

"કિશોર, મહાન્ તત્વવેત્તાઓ, ઋષિઓ, કવિવરો અને મુનિઓ પંડિતોએ ઉક્તવાત સ્વાનુભવથી સિદ્ધ કરી છે, અને જગતના પામર પ્રાણીઓને દૃષ્ટાંત રૂપ તેઓ બનતાં ગયાં છે, માટે ત્હારૂં કહેવું અક્ષરસ સત્ય છે. ઠીક વળી આપણે મળીશું. અત્યારે સમય વ્યતીત વધારે થયો છે, માટે ગૃહતરફ પ્રયાણ કરીએ." પ્રભાત બોલ્યો.

પ્રભાત અને કિશોર ગૃહ તરફ વળ્યા. અર્ધ માર્ગ ગયા, અને વળવાનો માર્ગ આવ્યો. અહીંથી પ્રભાતનો અને કિશોરનો રસ્તો બદલાતો હતો. બન્ને અરસપરસ પ્રણામ કરી છુટા પડ્યા.

પરમકૃપાળુ પરમાત્માની એવી વિચીત્ર લીલા છે કે આ જગતમાં કોઇને કોઇ પણ વ્યક્તિને એકજ અવસ્થામાં સ્થિત રહેવા દેતો નથી. પ્રત્યેક પ્રાકૃતિક ચીજને પણ પરિવર્તનશીલ કરે છે, પ્રભાતના પ્રથમ અઢાર વર્ષ એકજ સ્થિતિમાં ગયાં હતાં. ખચિત તે ભાગ્ય-

શાળીજ હતો કે એટલો લાંબો સમય એવી એકની એકજ સ્થિતિમાં વ્યાપૃત રહ્યો. જગત્પિતાએ તેને પરિવર્તિત કરવો હવે ધાર્યો હતો. કસોટીમાં સુવર્ણજ છે કે કથિર છે તેની પરિક્ષા કરવાની પાલક પિતાની ઇચ્છા હવે થઈ હતી. સર્વ સાધન સંપન્ન જગદીશ્વરે ક્યારનુંય તેની પરિક્ષાનું પણ સાધન બનાવી રાખ્યું હતું.

પ્રભાતનીજ શાળામાં વિમળ શાહ નામનો એક ગર્ભશ્રીમંત વિદ્યાર્થી અભ્યાસાર્થે આવતો હતો. મહાપવિત્ર કૈકેયીના શરીરમાં કળિ પ્રથમ પ્રવેશ ન કરી શકયો, પરંતુ વિમળ શાહ મંથરા રૂપ બન્યો. ગર્ભશ્રીમંત હોવાથી અને એકનો એક પુત્ર હોવાથી વિમળ અતિશય લાડમાં ઉછર્યો હતો, અને બાળપણથીજ વૃદ્ધ માતપિતાથી વિરૂદ્ધ થતાં શીખ્યો હતો. ગૃહના નોકર વર્ગ તથા અન્ય આપ્તજનો ન્હાનાં શેઠને ખોટું ન લાગે, માઠું ન લાગે એ માટે ટળવળી મરતાં. હજારો પ્રયત્ને વિમળનું મન સાચવતાં. આથી વિમળ કુચ્છંદે ચઢયો. બાર વર્ષની વય થતાંમાં તો તેના પિતાશ્રીએ કાળ કર્યો, એક વર્ષ વીત્યું નહિ હશે તેટલામાં તેના માતુશ્રી પણ દેવલોક સિધાવ્યાં. હવે તેણે સર્વ ધન સંપત્તિ પોતાના હસ્તમાં લીધી. તેને વારનાર—સમજાવનાર કોઈ રહ્યું નહી. શાળામાં અભ્યાસ ચાલતો હતો, છતાં અન્ય માર્ગે—કુત્સિત માર્ગે વિચરવામાં તે અગ્રેસર ગણાવા લાગ્યો. વ્યસન, મદ્યપાન અને લંપટતા આદિ અનેક દોષોએ આ કુમળી વયના બાળકને શૃંખલાએ બાળી દીધો. અલ્પ સમયમાં થોડાજ વર્ષમાં સર્વ ધન સંપત્તિ પોતાના આ અને અન્ય દુરાચરણોમાં ગુમાવી દીધી અને પોતે એક બદામ થઇ રહ્યો. તેણે ધન મેળવવા અનેક પ્રયત્નો કરવા માંડયા. કારણ વ્યસન, મદ્ય-

પાન, અને વ્યભિચારિ એ કોઇ દિવસ ઉધારનો પત રાખતાંજ નથી. જ્યાં ત્યાંથી તેને ફુરસદ મળવા લાગી, એટલે નિર્દોષ નિષ્કલંક બાળકો યુવકોને ફસાવવાના નીચ પ્રપંચ પર તેણે પોતાની આજીવિ અવલંબાવી. પ્રપંચ માળાનો પ્રથમ મણકો આપણા આનંદ અમૃતબિંદુ પ્રભાતના નામનો મૂકયો, પરંતુ બાલસ્નેહી કિશોર પ્રભાતથી ભાગ્યેજ વિખુટો પડતો હોવાથી તેને જોઇએ તેવો લાગ મળતો નહોતો. પ્રભાત–કિશોર કોઇ કોઇ સમય ગંગા કિનારે પ્રકૃત્યવલોકનાર્થે જતા હતા. ઉપર જણાવ્યા પ્રમાણે આજે પણ તેઓ ગયા હતા, અને પ્રભાત અત્યારે એકલોજ ગૃહ તરફ વિચરતો હતો. વિમળ મહાપાપી વિમળ! આજ સહવારથી તેમની પૂંઠે લાગ્યો હતો, અને અધુના સમય મળ્યો હતો. પ્રભાતનું નિવાસ સ્થાન હજુ દૂર હતું. સમય રાત્રિનો હતો, છતાં હજુ અતિશય કાળ વ્યતીત થયો નહોતો. સંધ્યાકાળ હમણાંજ વટી હતી. પ્રભાત માર્ગે એકલો જતો હતો, એવામાં પાછળ પાછળ ભમતા વિમળે 'પ્રભાતભાઇ' કહી સંબોધન કર્યું. પ્રભાત ખમચાયો. કોઇ દિવસ નહિ અને આજે આ સમયે વિમળ કેમ સંબોધતો હશે તેની તે કલ્પના સરખી પણ કરી શકયો નહિ. તેણે પાછું ફરી અવલોકન કર્યું. પ્રથમ સ્વર ઓળખ્યો હતો, હવે વિમળ પ્રત્યક્ષ દૃષ્ટીએ પડયો, પ્રભાતે પૂછ્યું.

"કેમ, વિમળ શેઠ, અત્યારે આ સમયે અચાનક ક્યાંથી?"!

"પ્રભાત ભાઇ, આપ જેવા સુજ્ઞ અને પ્રથમ પંક્તિમાં ગણાતા સજ્જનો અમ કિંકરને ક્યાંથી પિછાનો પિછાને તો શામાટે દરકાર કરે"! વિમળે વાકચાતુર્ય કર્યું.

"વાહ, ભાઇ, એમ શામાટે બોલો છો? આપણુ સર્વ એકજ વર્ગમાં હતા, અને સહાધ્યાયી હતા. આપે શાળા છોડી દીધી એટલે શું આપણો સંબોધ કાંઇ લેશમાત્ર પણ ન્યુન થયો?" પ્રભાતે નિખાલસ ઉત્તર કર્યો.

"ભ્રાત, એમજ હોતતો શાળા છોડયે આજ દશ દશ મહિના થયાં આપનાં દર્શન દેવને પણ દુર્લભ ન થઇ પડતાં; મિત્રતા તો ક્યારે જણાય? શાળા છોડી એટલે મિત્રતા ન છુટવી જોઇએ. થોડા થોડા સમયને અંતરે મિત્રની માહિતી મેળવવી જોઇએ. પરંતુ આપ જેવા સર્વગુણ સંપન્નોને અમારી શી ગરજ"! વાગ્જાળ પૂર્ણ રીતે પાથરવા વિમળ સ્હેજ ગળગળો થયો.

નિર્મળ હૃદયના નિર્મળ પ્રભાતે મિત્રને દુઃખી જોઇ દયા આવી. તે બોલ્યો.

"ભાઇ, શું છે? આટલો દુઃખી શું કરવા થાય છે? અણી સમયે મિત્રો નહિ બચાવે તો કોણ બચાવશે? બંધુ! જે હોય તે સુખેથી જણાવ, મ્હારા તન, મન ધનથી ત્હારી સેવા કરવા વચન આપુંછું."

દુઃખી દેખાતા વિમળના કરમાં પોતાનો કર મૂકી વાક્ય પ્રતિતી કરી.

"કાંઇ નહિ ભાઇ, દુઃખ તો કશું નથી. પરંતુ માતપિતાનો વિરહ તિવ્ર વેદના કરે છે, અચાનક રાત્રિમાં ભયંકર સ્વપ્નાં આવે છે, બ્હેબ્હાકળો બની જાઉં છું, અને ભય લાગે છે. વનવગડા જેવા વિશાળ મકાનમાં એકલા રહેતાં મારી કાયા થરથર કંપે છે. દિવસના તો ગમે તે પ્રકારે મન વાળું છું; પરંતુ આજ દશ દશ

મહિના થયાં સુખ નિદ્રા પણ નથી લીધી. મ્હારે ત્યાં એક બે દિવસ રાત્રિ મુકામ થાય એજ માત્ર યાચના છે. જો કોઇપણ પ્રકારનો બાધ ન હોય તો સ્વિકારશો. નહિતર યા નસિબ." પ્રપંચી વિમળે પૂર્ણ પ્રપંચ જમાવ્યો. ભોળો પ્રભાત ભોળવાયો.

"વાહ, ભાઇ, એમાં યાચના શી? ઘેર પણ શયન કરવું છે અને આપને ત્યાં પણ શયન કરવું છે. એમાં મતભેદ શો છે? જરૂર, ઘણીજ ખુશીની સાથે આપને ત્યાં આવીશ. પરંતુ મ્હારા પુજ્ય માતા-પિતાની આજ્ઞા લઇને આવું." ભોળાએ ભોળો પ્રત્યુત્તર વાળ્યો.

"ઘણી ખુશીથી. આપ આજ્ઞા લઇ આવો, હું અહિયાંજ ઉભો છું. આપની રાહ જોઉંછું. ત્વરિતજ આવશો." વિમળ ફાળ્યો.

ઉતાવળે પગલે પ્રભાત ઘેર ગયો, અને તે રાત્રે મિત્રને ત્યાં રહેવાની માત પિતા પાસેથી આજ્ઞા મેળવી. ત્વરિત પાછો ફર્યો, અને વિમળને મળ્યો. અરસપરસ વાતો કરતાં બન્ને વિમળને મકાને આવ્યા. વિજળીક રોશનીથી ઝગઝગતા કંદીલોની શોભાથી પ્રભાત અંજાઇ ગયો. મહાલયની ભવ્યતા જોઇ પ્રભાત ઠરીજ ગયો. રાષ્ટ્રના વિશ્વકર્મારૂપ ગણાતા શિલ્પીઓની કારિગીરીનું આ મહાન્ પ્રદર્શન જોઇ પ્રભાત વિલાસમાં લુબ્ધ થયો નોકર ચાકરની ચાલાકી, ચક-ચકીત લેખની પીડીકાઓ અને નેત્રાસનો વિગેરે જોઇ તેનું મન ભવમાં લીન થઈ ગયું. વિમળ સમજ્યો કે પ્રભાત પૂર્ણ સપડાયો. બન્ને મિત્રો મહાલયના વિલાસભવન તરફ ચાલ્યા. ત્યાં પહોંચતાંજ, ત્યાંની રચના જોતાંજ શાંત શૂન્ય, પ્રભાત ચંચળ થયો. હવે તે પૂર્ણ વિલાસમય બન્યો. બન્ને મિત્રો વિલાસભવનમાં એક કોચપર બેઠા.

વાતપર વાતો ઉડવા લાગી. વિમળની વિલાસી વાર્તાઓમાં હવે પ્રભાત મશગુલ થયો. વિમળ બોલ્યો. "ભાઇ પ્રભાત, સત્યજ કહેજે. ત્હને આવા મહાલયોમાં નિવાસ કરવાનું પસંદ છે કે અરણ્યમાં નિવાસ કરવાનું? મહાન્ કૃપાળુ જગદીશ્વરે જ્યારે આપણુને કોઈ અમુક વસ્તુ અર્પણુ કરી હોય ત્યારે ત્હેનો ઉપભોગ છુટથી શામાટે ન કરવો?"

"સત્ય છે, વિમળ, પરમ દયાળુ જગન્નારાયણુ આપણુને જે જે વસ્તુઓ આપે છે, તે તે આપણા ઉપભોગને માટેજ છે. પછી સત્યાસત્ય સંભાળવુંજ જોઇએ."

નોકર ચ્હાના પ્યાલા લાવ્યો, બન્ને મિત્રો ચ્હા પીવા બેઠા. વિમળના આદેશ મુજબ પ્રભાતના પ્યાલામાં મદ્યોત્પાદક પદાર્થ નાંખેલો હતો. પ્રભાતની ગ્રીવાની અંદર પરિધાન કરેલા હારમાં તેનું ચિત્ત પરોવાયું હતું. તે લેવાની ત્હેની ઇચ્છા થઇ હતી. નીચ મનુષ્યે નીચ કર્મ કર્યું. પ્રભાતે પ્યાલો પીધો, અને અલ્પ સમયમાં ઘોર નિદ્રામાં પડયો. વિમળે સર્વ નોકર ચાકરોને બ્હાર કાઢી મૂકયા. દુષ્ટ કર્મ કરવા પ્રવર્ત્યો.

વાંચક, જે સમયે પ્રભાત અને કિશોર જુદા પડ્યા, અને વિમળે પ્રભાતને બોલાવ્યો, તે સમયનું સંબોધન કિશોરે સાંભળ્યું હતું. કિશોરને વિમળની વર્તણુક અંજાણુ નહોતી. બન્નેનો અરસપરસ વાર્તાલાપ સાંભળી કિશોરને મૂળથીજ સંશય પડ્યો હતો, અને પોતે ચુપચાપ તેમની પછવાડે નિકળી પડયો હતો. પ્રભાત-કિશોરનો સંબંધ કાંઇ જેવો તેવો નહતો. બે બંધુઓ કરતાં તેમનો પ્રેમ વિશેષ હતો. ઈશ્વરે અવિચળ પ્રેમ તેઓ વચ્ચે જોડયો હતો. આ કારણુને લઇનેજ કિશોર પ્રભાતનું રક્ષણુ કરવા ઉશ્કેરાયો. તેઓની પૂંઠે પૂંઠે

છેક વિલાસ ભવન સમીપ પ્રભાત આવી પહોંચ્યો અને ચુપ ચાપ એક દ્વારની પાછળ સંતાઇ ગયો. વિમળનું દુષ્કર્મ જોતાંજ તે ઉશ્કેરાઇ ગયો અને "સબુર, જુલમગાર, મિત્ર દ્રોહી, સબુર" ના પોકાર કરી ઉઠયો. વિમળે સ્વર ઓળખ્યો. ત્હેના કલંકિત હૃદયે કિશોરને શત્રુ-ધાર્યો. કિશોર બ્હાર આવ્યો. દૃષ્ટીએ દૃષ્ટી મળી, અરસ્પરસ નેત્રો એ શત્રુતાની લ્હાણી કરી કિશોરે વાગ્બાણ છોડવા માંડ્યા.

"નરાધમ, આવાં નીચ કૃત્ય કરવાને માટેજ મંગળમૂર્ત્તિ પ્રભાતને તું અત્ર ખેંચી લાવ્યો છે? બિચારા, કોમળ વચના, સરળ હૃદયના ભોળા પ્રભાતને આમ વંચિત કરવા ધારે છે. નહિ બને, કદી નહિ બને, સમજી જઇ ચુપચાપ પ્રભાતને ઘેર પહોંચાડી આવ અને ત્હારા દુષ્કૃત્ય માટે તેનાં દેવમૂર્ત્તિ દયાળુ માતાપિતા પાસે ક્ષમાની યાચના કર. જા, વિશેષ કાંઇ કહેવા માગતો નથી."

વિમળ સમજ્યો કે બાજી બગડી, અને કિશોર પોતાને ચોર, ધુતારો કહી બ્હાર પાડશે. તેણે દાવપેચ કરવા માંડ્યા પોતાના હસ્તની પાંચસો રૂપીયાની હીરાની વીંટી કિશોરના હાથમાં મૂકી બોલ્યો.

"કિશોર, સમજુ થઇને કેમ ભૂલે છે? આ હજારનો હીરાનો હાર કાંઈ હું એકલો લેવાનો નથી. મેં ક્યારનોય તેની અંદર ત્હારો અર્ધ ભાગ ગણ્યો છે. ત્હને ખાત્રી ન થતી હોયતો લે આ પાંચસોની ખરા હીરાની વીંટી ત્હને બક્ષિસ આપું છું. પણ, સંભાળજે, આ વાત બ્હાર જાય નહિ." વિમળે કિશોરને પોતાના જેવોજ ધાર્યો, અને ઝટ ફસાય તેવી યુક્તિ કરી.

પવિત્ર કિશોર આમ લલચાય તેવો નહોતો. પાંચસોની મુદ્રાતો

શું, પરંતુ આખું મહાલય સમર્પણ કરે તોપણ તે ઠગાય તેવો નહોતો, છેતરાય તેવો નહતો. મુદ્રાને બ્હારીની બ્હાર ફેંકતાં કહ્યું.

"દુષ્ટ, ચાંડાળ, ત્હારી જીભ બંધ કર, હવે પછી એવો શબ્દ ઉચ્ચાર્યો છે તો યાદ રાખજે કે ત્હારૂં જીવન મુશ્કેલ થઇ પડશે સ્હવાર પડતાં વગર ભાડાની કોટડીમાં પુરાવા સમય આવશે."

બસ, વિમળનું ધૈર્ય ખુટી ગયું. પ્રાતઃકાળ થવાને વાર ન હતી. ત્હેના અંગેઅંગમાં હળાહળ વિષ વ્યાપી ગયું. તે એકદમ ધ્રુરકી ઉઠયો.

"બસ, કિશોર, આ મહાલયના માલિક તરીકે ત્હને હુકમ કરૂં છું કે મ્હારૂં મહાલય છોડી એકદમ તું ચાલ્યો જા. ત્હારાથી બને તે કરી લેજે સ્હવારની વાત સ્હવારે છે. એકદમ મહાલય છોડી જા. પ્રભાત મ્હારે ત્યાં આવ્યો છે, હું ચાહીશ તેમ કરીશ".

"તે હું પણ જોઇશ" દ્દઢ કિશોર બોલ્યો. ઇશ્વરે મહા મંદિરો આવા દુષ્કૃત્યને માટે આપ્યા નથી. દુષ્ટોનો તે મંદિરો ઊપર લેશ માત્ર અધિકાર નથી. મ્હારૂં મ્હારૂં કરનાર કયારનાય સ્વધામમાં સિધાવ્યા છે. મને ભાસ થાય છે કે તું પણ તેનીજ તૈયારી કરતો લાગે છે".

વિમળનો ક્રોધ હવે માયો નહિ. એકદમ તેણે છલંગ મારી, કપડાની અંદર છુપાવેલું ખંજર બ્હાર કાઢયું, અને કિશોર આત્મ રક્ષણને માટે તૈયાર થાય તે પહેલાં તો તેનાં સુકોમળ હૃદયમાં હુલ હુલાવી દીધું. બ્હારી વાટે ખંજર બ્હાર ફેંકી દીધું. પ્રભાત જાગી ઉઠયો, અને વિપરીત જોયું. હૃદય બળ્યું. કોણે કર્યું તે કળી

શકયો નહિ. શું થયું તે સમજી શકયો નહિ. બનેલા બનાવ તરફ ટગર ટગર જોયાં કર્યું. કિશોરનું ખુન નજરે જોયું. ઘણા દિવસના પગાર વગરના ભૂખ્યા નોકરોએ ઉપરની બુમો સાંભળી હતી. તેઓ એકદમ ઉપર આવ્યાં, અને સર્વ બીના નજરે નિહાળી. કિશોરનું ખુન શાથી થયું તે કલ્પી શકયા નહિ, પરંતુ અંતરનો દ્વેષ સળગી ઉઠયો. તુરતજ જઇ ફોજદાર-જમાદાર વિગેરેને બોલાવી લાવ્યા, અને ખુની તરીકે પોતાના અન્નદાતા વિમળ શેઠને અને સલાહકાર તરીકે પ્રભાતને જંજીર જડાવી દીધી. પ્રભાત, 'યા નસીબ' કહી વિમળના પાશમાં ફસાયો, અને સર્વ સરઘસ કચેરીમાં આવ્યું. પ્રભાત થતાં દરબાર ભરાયો. સાક્ષી-નોકરોની તપાસ થઇ. જુબાનીમાં વિમળ ખુની ઠર્યો અને પ્રભાત સલાહકાર ઠર્યો. ન્યાયની નજરે પ્રભાત દોષિત ઠર્યો. વિમળને દેહાંત દંડ, અને પ્રભાતને સાતવર્ષના સખ્ત કારાગ્રહ નિવાસની સજા થઇ.

વાંચક! વિધિના લખેલા લેખ કોણ મિથ્યા કરી શકે છે? બિચારો પ્રભાત, કોમળ, નિર્દોષ, સહૃદય પ્રભાત કચેરીમાં આત્મ રક્ષણ કરી શકયો નહિ. ત્હેનો અભ્યાસ, ત્હેની બાલક્રિડા, સંધ્યા સમયનો કિશોર સાથે વાગ વિવાદ, અને વિમળને સહાયરૂપ થવાની પ્રાકૃતિક ઇચ્છા અત્યારે કારાગૃહમાંજ સમાઇ ગયાં. નિર્દોષ પ્રભાત કારાગ્રહમાં સડવા લાગ્યો.

**यत्पूर्वं विधिना ललाट लिखितं तन्मोऽर्जकः क्षमः**



# ચતુર્થ પરિચ્છેદ.

## તરૂણનો ગૃહત્યાગ.

*"પ્રાણી એકલો જન્મે છે, એકલો મરણ પામે છે, અને પાપ-પુણ્યનો ભોક્તા પણ એકલોજ થાય છે. કાષ્ટ અને મૃત્તિકાના ઢેફા જેવા મરી ગયેલા શરીરને પૃથ્વીપર નાંખી દઇ સંબંધી અવળે મ્હોડે ચાલ્યા જાય છે. માત્ર એક ધર્મજ તેની પાછળ જાય છે."

પ્રિય વાંચક! કારાગ્રહમાં અનેક દુઃખો ભોગવી, નિરપરાધી નિર્દોષ પ્રભાત્ આજે છુટો થયો છે. સાત વર્ષે અનેક પ્રકારનાં ન્હાનાં મોટાં દુઃખોમાં સડીને પ્રભાત-બાળક આનંદી પ્રભાત આજે વિષાદી બન્યો છે. બાળપણાના આનંદો, પવિત્ર ગુણીયલ સાથેના વિનોદનું સ્મરણ તેને થયું છે. પોતાના માતપિતાનો પ્રેમ મેળવવાની તેની ઇચ્છા છે. તે ગૃહ તરફ ગયો. સાત વર્ષસુધી કારાગ્રહના વાસથી તેનું શરીર દૂષિત થયું હતું. અંતરાત્મા ધગધગ અગ્નિથી બળતો હતો. ઉદર પોષણાર્થ અલ્પ અહાર મળતો હતો, અને તેનાથીજ માત્ર તેનું શરીર ટકી રહ્યું હતું. ઘેર જઇ પુનઃપ્રેમ મળવાની આશા હતી, પરંતુ તેના પિતાએ તેનો કેવો તિરસ્કાર કર્યો તે અમારા વાંચકો સારી પેઠે જાણે છે.

કુટુંબથી ત્યજાયલો, આશામાં નિરાશ થયલો પ્રભાત ખિન્ન હૃદયે ગૃહથી મધ્ય ફળીયામાં આવ્યો. અશ્રુપાત કરતો, કુટુંબ

* "એક ગ્રંથ"

વિશ્લેષથી પિડાતો, પાડોશી વર્ગથી પોતાનું કલંકિત મુખ સંતાડતો આગળ વધ્યો. સ્હેજ પ્રયાણ કર્યું. ફળીયાનો અંત આવ્યો. પ્રભાત ત્યાં અટકયો, અને એકવાર ફરીથી પોતાની જન્મભૂમિ તરફ દૃષ્ટિ નાંખી પ્રણિપત્ય કર્યું. પ્રભાતનું હૃદય ભરાઇ આવ્યું. ચક્ષુમાંથી દડદડ આંસુ સરવા લાગ્યાં. એક ઘટિકા વ્યતિત થઇ. પોતે વિચારમાં પડયો શું કરવું, કયાં વિચરવું, તેનો પ્રશ્ન થઈ પડયો. શું તાત પ્રત્યે અસુયા ધરવી–ક્રૂરતા આચરવી? તસ્કર થવું કે લુંટારા થવું? શું વ્હાલવટે સ્હડવું? પ્રભાત વિચાર વમળમાં ગુંથાયો, કંઇક સિદ્ધાંત કરતો જણાયો. વળી બોલવા લાગ્યો. " નહિ, નહિ, ઉક્ત કાર્યો કરવાનો મને બિલકુલ અધિકાર નથી. જો કે તાતની શિક્ષા મને ઓછી ભયંકર નથી, છતાં તે યોગ્ય છે. નીચ મનુષ્યના પાશમાં એક દિવસ પણ હું શામાટે ફસાયો? દયાર્દ્ર હૃદય! અયોગ્ય દયા કરતાં તને શરમ ન આવી? લજ્જા ન થઇ? મનઃસંયમ કાં ન આદર્યો? તેને લીધેજ કારાગૃહનો અભક્ષ્યા ભક્ષ્ય કરવાની જરૂર પડી. ઉત્તમ બ્રહ્મ સ્વરૂપ નિન્દિત કર્યું. તો ભલે, રાક્ષસી હૃદય! ભોગવ, એજ ત્હારા પાપનું પ્રાયશ્ચિત ! "

પ્રભાત શિથિલ થયો. હૃદયની મહાન ભૂલ, દુર્જનની વ્હાલના સ્વિકારનું તેના હૃદયને હવે ભાન થયું. આસ્તે આસ્તે આત્માને વૈરાગ્યવાટિકામાં દોરી ગયો. સંસાર વાસનાને અળગી કરી. આ સંસાર સાગર કાયારૂપ તરીથી તરી બ્રહ્મ કિનારાપર પહોંચવા માર્ગ શોધવા લાગ્યો. પ્રભાત ચમકયો, ચેત્યો, અને ઉઠયો. માયામય રહેનારા મનને માયા જાળમાંથી જ્ઞાન આંચકે બહાર કાઢયું; અને આગળ પ્રયાણ કરવાની શરૂઆત કરી. થોડાં ડગલાં ભર્યાં. પાછો અટકયો, કંઇંક

મોહમદે મનને તળસાવ્યું. હૃદય ચલિત કર્યું. પ્રભાતને **अतोभ्रष्ट–ततोभ्रष्ट** થવાનો સંદેહ થયો. તેટલામાં પોતાને કાંઇ સ્મર્ણમાં આવ્યું હોય એને માટે તલાંસતો હોય તેમ જણાયો. તેને એક સિદ્ધ પુરૂષનું વાક્ય સ્મર્ણમાં આવ્યું.

"ઇશ્વર જો કૃપા કરશે તો ભિખારીને રાજ્ય આપશે; અને જો કોપાયમાન થશે તો નૃપને પણ ભિખારી કરશે; તેમજ નિર્ધનને ધનવાળો અને ધનવાળાને નિર્ધન કરશે. માટે તજીદે એ નિર્માલ્ય પુરૂષાર્થને અને જગત્ પિતાના ઓશિંગણનું સેવન કર."

વળી પ્રભાતને સ્થિરતા આવી. સુખી થવું કે દુઃખી થવું તેનો ઉપાય પોતાના હાથમાં નથી તેની તેને ખાત્રી થઇ. અંતે અહંતા મમતાનો ત્યાગ કર્યો, તૃષ્ણાપર અનિમિષ થયો. એ વૈરાગી પુરૂષના શબ્દોનું ચિન્તવન કરવા લાગ્યો.

**भ्रान्तं देशमनेक दुर्ग विषमं प्राप्तं न किंचिद् फलम्**
**त्यक्त्वा जाति कुलाभिमान मुचितं सेवाकृता निष्फला।**
**भुक्तंमान निवर्जितं परग्रहे साशंकया काकवत्**
**तृष्णे दुर्मति पापकर्म निरते नाद्यापि संतुष्यसि ॥**

એક ગ્રંથ.

અનેક દુર્ગમ સ્થાનોથી, વિકટ બનેલા દેશોમાં ભમ્યો–કાંઇપણ ફળ ન મળ્યું, જાતિ અને કુળનું ઉચિત્ અભિમાન પડતું મૂકી સેવા કરી તે નિષ્ફળ નિવડી. પરઘેર માનવિનાનું અન્ન ખાધું; તેપણ બ્હીતાં બ્હીતાં. છતાં ઓ દુર્મતિ અને પાપકર્મ ઉપર પડેલી તૃષ્ણા! ત્હને હજુ સંતોષ મળતો નથી?

પ્રભાતે તૃષ્ણાને ધિક્કારી, તેને તરછોડી આગળ પ્રયાણ કર્યું. એકપછી એક ફળીયાં આવવા માંડયા, છતાં પોતે ધરા તરફ દ્દષ્ટિજ રાખી ચાલ્યા કીધું. જોતજોતામાં ગ્રામ્યની પરિસિમા જણાઈ. ઉત્તર દિશા તરફ પોતે વળ્યો અને ઉજ્જડ વેરાનનો માર્ગ પકડયો. થોડે છેટે ચાલ્યા પછી એ દુઃખાર્દ્રે તેના હૃદયપર આઘાત કર્યો. કયાંથી અને કોનો તે જાણવાને પોતે ઉત્કંઠિત થયો. ચોમેર નજર ફેરવી તો પોતાની પાછળ પોતા તરફ એક તરૂણ અબળા જણાઈ. વાંચક ! તે અન્ય કોઈ નહી પરંતુ નાયિકા ગુણીયલજ હતી. પ્રભાત ત્યાંજ અટકયો. ગુણીયલ નિકટ આવી પ્રભાતની સન્નિધ મસ્તિષ્ક નમાવી દ્રવિત નેત્રે પાસે ખડી અને બોલી.

"પિયુજી, કયાં સિધાવો છો ? કયા અપરાધે નિર્દોષ અબળાને તજો છો ?" ગુણી રડી પડી.

"આ અસાર સંસાર વાટિકાનો ત્યાગ કરી, વૈરાગ્ય વાટિકામાં વિચરૂં છું, વિના અપરાધે, પ્રિયાના સુખ ઉદ્યાનનું ઉચ્છેદન કર્યું છે તે હું સમજું છું, છતાં તેમ કરવુંજ પડે છે." પ્રભાતે નિતિમય વૈરાગ્ય ભાવ દર્શાવ્યો.

"પંચદેવ અને જગ બત્રિશીની સાક્ષિએ પુરૂષને સોંપાયલી અબળા પતિ સાથે સહચરવા અધિકારી નથી ? શું તે ધર્મકાર્યમાં અને પતિના સુખદુઃખમાં ભાગી નથી ?" ગુણીએ પ્રશ્ન કર્યો.

"તે મ્હારાથી કેમ ના કહેવાય? પ્રભાતે પુનરૂત્તર કર્યો.

"ત્યારે આ કયો વિવેક કર્યો ? પ્રભુ !" ગુણી બોલી.

"તમોને સુખી કરવાનો." પ્રભાત બોલ્યો.

"સુખી ? કેવીરીતે ? મસ્તિષ્કને છેદી પછી શીત ઢોળવાથી શું દુઃખીત જીવાત્મા સુખી થશે ? નહિ નાથ નહિ, મને અવળું ન સમજાવો, મારો ત્યાગ ન કરો. મુજ અબળાના બેલી મારા જીવનના આધાર, મને ન તરછોડો. જ્યાં આપ ત્યાંજ મને દોરો. આ જીવનના માલિક આપ, આપ, અને આપજ છો.

"પિયુ, તમે છો મ્હારા, મમ હૃદયની વિમળ વૃત્તિ,
પિયુ, તમે છો મ્હારા, તન મન ધન અને શક્તિ,
પિયુ, ત્હમે છો મ્હારા, સૌભાગ્ય ઉદય અને કીર્તિ,
પિયુ, ત્હમે છો મ્હારા, શિરતાજ સુખ અને સંપત્તિ.
મમ તારણુ હારણુ તમે પ્યારા, છે તમ મતિ એ ગતિ મ્હારી,
પિયુ ત્હમે છો મમ નૃપતિ, હું મંત્રીણી પ્યારા તમારી;
પ્રણામિ યાચું છું પ્યારા, ન હૃદે નિર્વેદ કરશો,
તેમ અઘટિત નયાચું હૃદે, પ્રિય પ્રણિપત સ્વિકારશો."

ગુણી બોલી રહી.

"દેવી તમો જાણો છો કે વનવાસ એ સુખની આકાંક્ષા વાળાઓને માટે નથી." પ્રભાતે ભય બતાવ્યો.

"તે હું જાણું છું નાથ.
ગરજી નથી પદ્મી તણી રજ, કિંકરી છું નાથની,
નથી સંપત્તિ ઇચ્છતી હૃદે, પ્રિયુ સ્નિગ્ધ છું હું આપની;
કહો પ્રણય વિમળ દેશો કે વંચિત પ્રભુ કરશો ?
પિયુજી પ્રિયાને દુભી શું સ્વાર્થ જગે કરશો !
અબળા જાતિ છું પિયુ, આપ વ્યસનાર્ણવમધ્યે કર ઝાલજો,
પ્રેમદા બુદ્ધિ પાનીયે, પ્રભુ રોષ નહિ દિલ આણશો.

વિશ્લેષથી પીડી પિયુ નહિ, વિષાદથી પિડાવશો;
સંસાર ઉદધિથી પિયુ, દારા તમારી તારશો."

ગુણીનું હૃદય ભરાઇ આવ્યું.

પ્રભાત હાલતો સમય વર્તે તેજ સુજાણ' સમજી ભાવિને આધીન થયો. ગુણીને દિલાસો આપ્યો. ગુણીને મને કે કમને પોતાની સાથે આવવા જણાવ્યું, ગુણીને આનંદ થયો. પરમાત્માનો ઉપકાર માન્યો. સંસાર સુખની વાસનાને ઝેર કરી પતિ સમાગમ રૂપ સુરલોક પતિના વૈભવને સ્વિકાર્યો. દંપતિએ ઉત્તર તરફ પ્રયાણ કરવા માંડયું.

---

# પંચમ પરિચ્છેદ.



## દંપતિ વનમાં.



**यस्य स्नेहो भयंतस्य स्नेहो दुःख स्वभाजनम् ।**
**स्नेहमूलाने दुःखानि तानि त्यत्वा वसेत् सुखं ॥**

વૃદ્ધ ચાણક્ય.

જે મનુષ્ય અતિ સ્નેહ રાખે છે, તેનેજ ભય અને દુઃખ મળે છે, કેમકે સર્વ દુઃખોનું મૂળ સ્નેહજ છે. જેઓ તેનો ત્યાગ કરે છે તેઓજ સુખ પામે છે.

સુરજ ભૂમિના હદ મૂકી આગળ બે એક ગાઉ ચાલ્યા પછી આ દંપતિને પૂર્વ પશ્ચિમ જતો બીજો માર્ગ દૃષ્ટિગોચર થયો. ઉભય ત્યાંજ અટકી વિચાર વમળમાં ગુંથાયાં. કયે માર્ગે પ્રયાણ કરવું તેનો નિશ્ચય કરી શકયાં નહિ. ઉભયનો વિચાર આછી વસ્તિવાળી ભૂમિમાં નિવાસ કરી દિન નિર્ગમન કરવાનો હતો. પોતે ગ્રહણ કરેલા ઉત્તર દક્ષિણ માર્ગમાં બે કોશસુધી તો ઝાડીની ઘટા સિવાય કાંઇપણ દૃષ્ટીગોચર થયું નહિ. આથી આગળ પણ આવીજ ઝાડી આવતી હશે તેવો તર્ક બાંધી પોતાના મનનું સમાધાન કર્યું અને નવિન માર્ગેજ પ્રયાણ કરવા મન લલચાયું. પ્રભાતે ગુણીની સલાહ માગી. ગુણીએ પ્રભાતના વિચારને અનુમોદન આપ્યું. બન્નેએ નવા માર્ગે પ્રયાણ કરવું શરૂ કર્યું.

સમય મધ્યાન્હનો હતો. વ્યોમમાં દિનકર પોતાની કળામાં પૂર્ણ ખીલ્યો હતો. વનમાં વિચરતા પ્રાણીઓ ભગવાન સહસ્રરશ્મિના ઉગ્ર તાપથી આત્મરક્ષણ કરવા વૃક્ષોની ઘટામાં લપાઇ ગયાં હતાં. પંથે પળતા પાન્થો ઉપર તૃષા ઘડી ઘડી તગાદો કરતી હતી. ઠેકાણે ઠેકાણે તૃષાતુર પ્રાણીઓ જળાશયની શોધ કરતાં જણાતાં હતાં. આપણા દંપતિને પણ તૃષાદેવીએ આકુળ વ્યાકુળ કર્યું હતું. પ્રભાત કેટલોક સમય થયાં તૃષાથી પીડાતો હતો. છતાં પોતાનું દુઃખ વિદિત કરતાં ગુણીની લાગણી દુભાય તે તેને ગમતું ન હતું; માટે પોતે હજુસુધી ગુણીને કંઇપણ જણાવતો નહતો. કેવળ પતિપરાયણ પવિત્ર ગુણીના કંઠમાં પણ પાણી વિના કાચકી બાઝવા માંડી છે, છતાં પતિને કેમ કહેવાય ! પતિપણ તૃષા પીડિત છે, પતિ આ વિકટ વેરાનમાંથી જળ કયાંથી લાવશે, વિગેરે વિગેરે વિચારો ગુણીને આંતરિક બોધ

કરતા હતા. તેટલામાં દષ્ટી સન્મુખ એક પર્વત તરી આવ્યો; પેલી બાજુ કોઇ જળાશય હોવું જોઇએ તે ધારણા રાખી દંપતિએ તે પર ગમન કર્યું. અર્ધ એક ચડયાં ત્યાં એકાએક ગુણીનો શ્વાસ રૂંધાઈ ગયો, આંખો ફાટી ગઇ, અને મગજ ભમવા લાગ્યું. સમસ્ત વિશ્વ તેની દષ્ટીમાં અભિમન્યુનો ચકાવો લેતું માલમ પડયું, છતાં પતિને દુઃખ જણાવ્યું નહિ. પરિણામ એ આવ્યું કે બિચારી નિર્દોષ ગુણી નીચે પટકાઇ પડી, પર્વતના શિખરોપરથી ગબડતી ગબડતી છેક નીચે પડી, મૂર્છાગત થઇ. પ્રભાતની ધીરજ ચોરાઇ ગઈ. બિચારો હાંફળો ફાંફળો થયો. દ્રવિત નેત્રે કોમળ પ્રભાત નીચે ઉતરવા લાગ્યો. હંસ હંસણીને શોધવા લાગ્યો. મહા પરિશ્રમે, પાષાણથી છુંદાયલી, લોહી-લુહાણ ગુણીનું મૃત્યુપ્રાય શરીર એક ઊંડી કોતરમાં પ્રભાતની દષ્ટી-ગોચર થયું. પ્રભાતે સમય-સૂચકતા વાપરી, તુરતજ ગુણીના બેભાન શરીરને મસ્તિષ્ક તરફથી ઉંચકી પોતે નીચે બેઠો, અને તેના શીર્ષને પોતાના ખોળામાં મૂકયું. પોતાની પ્રિયતમા મનોરમાના મુખ સામું અલ્પ સમય ટગર ટગર નિહાળ્યાંજ કર્યું. તેનાં અશ્રુમાંથી પ્રવાહ ચાલવા માંડયો. યુવાન પ્રભાત બાળકની પેઠે રોયો. અશ્રુમાંથી નીર ખુટી ગયું, ત્યાંતો ડાબી બાજુના કર્ણની એક બાજુએથી શોણિતની ધારા નિકળતી જણાઇ. પોતાનો હસ્ત સ્પર્શ કર્યો તો રક્તથી ખરડાઇ ગયો. પરિધાન કરેલાં વસ્ત્રમાંથી એક ટુકડો ફાડી તેનો પાટો બાંધ્યો, છતાં રક્ત પ્રવાહ બંધ થયો નહિ. જોત જોતામાં પા એક ઘટિકા વીતી ગઇ, પરંતુ ગુણીની મૂર્છા વળી નહિ. હવે શું કરવું? શો ઉપાય યોજવો? અનેક તર્ક વિતર્કો થવા લાગ્યા. ઘણો વિચાર કર્યો છતાં એકે માર્ગ સૂજ્યો નહિ. અંતે ધૈર્ય

ખુટયું. જડ ભરત—સ્તબ્ધ થઇ ગયો. કાંઇક વિચાર સુઝયો. જળ સિંચનથી ગુણીની મૂર્છા વળશે એમ ભાસ થયો, પરંતુ નિરૂપાય. જળનો તો અભાવજ હતો. જળને માટે ચિન્તવન કરવા લાગ્યો તેટલામાં પરમ દયાળુ પરમાત્માએ તેને મતિ સુઝાડી અનુગ્રહ કર્યો. મૂર્છાગત ગુણીને કોઈ નિર્ભય સ્થાનમાં લઇ જવાની તેની આંતર—જ્યોતિએ પ્રેરણા કરી. પ્રભાત ઉઠયો અને બેભાન ગુણીને, શરીરને ઇજા ન થાય તેમ ઉંચકી ઉત્તર તરફ ચાલવા લાગ્યો. તે માર્ગ તે ઝાડીવાળો પરંતુ સપાટ અને રમણિય લાગ્યો, એટલે એ બાજુ જળાશય હશે એમ પ્રાકૃતિક ભાસ થયો. પ્રભાત જેમ તેમ પચાસ સાઠ કદમ ચાલ્યો. તેને દમ ચડયો. કારાગ્રહ વાસથી તેનું વપુ પણ નિર્માલ્ય થઈ ગયું હતું. જરા થંભ્યો, વિશ્રાંતિ લીધી; વળી પાછું પ્રયાણ શરૂ કર્યું. મહા મહેનતે વળી ત્રીસેક કદમ ચાલ્યો, વળી થોભ્યો, ચોમેર દષ્ટી ફેરવી, પરંતુ કોઈ પણ ઠેકાણે જળાશય દષ્ટીએ પડયું નહિ. આખર સીધી નજર કરતાં કાંઇક જળ હોય તેવો ભાસ થયો. દૂર પ્રાન્તે કેટલાંએક પશુઓ ચરતાં હોય તેમ કલ્પના થઈ. પક્ષીઓની ઉડાઉડ અને કલ્લોલ થતાં હોય એમ લાગ્યું. હવે તેને હિમ્મત આવી. આગળ વધ્યો. જેમ તેમ કરી નિયત સ્થળે આવી પહોંચ્યો. નિરાશ પ્રભાતના હૃદયમાં આશા કિરણ ઉદય પામ્યું. એક નિર્મળ ખળખળ ઘોષ કરતી રમણીય સરિતા નજરે પડી. હર્ષની પરિસિમા રહી નહિ. દશેક કદમ દૂર એક વિશાળ વટવક્ષ હતું, ત્યાં ગયો. તેજ નિર્ભય સ્થાન લાગવાથી ગુણીને ત્યાં સુવાડી પોતે જળપ્રવાહ તરફ દોડયો. જળપાન કર્યું અને તૃષા ઠારી આત્માને શાંત કર્યો. ગુણીને માટે જળ લઇ જવાનો વિચાર થયો, પરંતુ પાત્ર ન

મળે !!! જળપાત્ર વિના વળી અમુઝાયો. પરંતુ પાછું ચૈતન્ય ચળકયું. પહેરેલા વસ્ત્રને સરિતામાં બોળ્યું અને વસ્ત્રાધારે જળ લઈ ગુણી પાસે ગયો. પ્રથમ ગુણીના મુખમાં જળસિંચન કર્યું. બાદ સાત આઠ વાર પાણી લાવી ગુણીના ઘાયલ થયેલા શરીર પર પૂરતું સિંચન કર્યું. માત્ર થોડીજ પળમાં ગુણીએ ચક્ષુ અર્ધ ઉઘાડયાં. તેના શરીરમાં સ્ફુરતી આવી. ગુણીને આસ્તે આસ્તે ચૈતન્ય પણ આવ્યું. પ્રભાતની મૃત થયેલી આશા સજીવન થવા પામી, તેટલામાં ગુણીએ પોતાની દ્રષ્ટી ચોતરફ ફેરવી. પ્રભાતનાં ચક્ષુતો ગુણીને—પ્રાણ પ્યારીને ટગરટગર નિહાળવામાંજ લીન થયાં. થોડા વખત પુર્વેના બનાવે અને આધુનિક બનાવે તેને કાંઇ વિચિત્ર અનુભવ આપ્યો હતો. ગુણી સચેતન થઇ. ઉભયની દ્રષ્ટી સંમિલિત થઇ. પ્રભાતનું હૃદય પીગળ્યું, તેના ચક્ષુમાં જળ ભરાઇ આવ્યું. ગુણીને માટે આ બનાવ અસહ્ય થઇ પડયો. પોતાના શરીર ઉપરની અનહદ પીડા છતાં "નાથ" શબ્દથી પ્રભાતને સંબોધતા ઉઠી તેના રક્તથી ખરડાએલા દક્ષિણ કરથી આશ્વાસન આપતાં દુઃખાર્દ્રવે બોલી !—

"નાથ આ શું ! આટલી વિહ્વળતા ! શાને માટે ! આ આપની ક્ષુદ્ર વિભૂતિનેજ માટે ! પ્રભુ, દેવ, શાંત થાઓ. આપના અપરિસિમ ઉપકારો તજે અધિક ન દાબો." ગુણી બોલતાં અટકી. પ્રભાત બોલવા ઉત્કટ થયો.

"ગુણી, દેવી, તને કેમ છે ? ઘણું વાગ્યું, નહિ વારૂ" !

"કાંઇ ઝાઝું વાગ્યું નથી. નાથ ! આપ શોચ ન કરો. હવે મને પૂર્ણ આરામ છે. આપને ઘણી વિટંબણા પડી, નહિ વારૂ" ! પતિના સુખને માટે ગુણીએ પોતાનું દુઃખ છુપાવ્યું.

"વિટંબણા! કોને માટે? સુખ દુઃખની ભાગિની મ્હારી ધર્મ પત્નિ હૃદયેશ્વરી માટેજ ને". પ્રભાતે વિવેક દર્શાવ્યો.

"વ્હાલા! આપનો મ્હારાપર કેટલો નિઃસિમ પ્રેમ છે!" ગુણી હર્ષઘેલી થઇ.

"અરસપરસજ, તું પણ અહિં સુધી મ્હારા માટેજ પ્રેમ પ્રવાહે તણાતી આવી છે ને!" પ્રભાતે વાકપટુતા કરી પ્રેમમાં વધારો કર્યો. "પ્રેમ ચકોરી ચંદ્રની પ્રાપ્તિથી, આનંદ પામેલ ઉન્મત્ત સરિતા, ઉદધિ પતિના સમાગમથી તૃપ્ત થાય છે. યૌવનલતા પિયુ-વૃક્ષ તરફ અવલંબાય છે. પતિ પ્રેમી હંસણી પતિ હંસના વિશ્લેષની સ્વપ્ને પણ ઇચ્છા કરતી નથી, તેમજ આ પત્નિ પણ પતિનાજ સંપર્કની ઇચ્છા રાખે તેમાં શું નવાઇ છે?" ગુણીએ પત્નિ ધર્મ દાખવ્યો.

"ખરૂં, પરંતુ પ્રથમ આત્મા અને પછીજ પરમાત્મા. ઘેલી, ખરેખર ત્હેં મ્હારી સાથે આવવામાં ત્હારા સુખ ઉદ્યાનમાં આગ લગાડી છે. જો હઠ ન કરી હોત અને મ્હારી સાથે ન દોરાઇ હોત તો ત્હારી આ દશા કદી ન થાત." પ્રભાતે પડેલી વિટંબણા જણાવી.

"રજનીના જીવન ભૂત દીપનો નાશ થયા પછી દેવી રજનીનું જીવન શું વિસાતમાં? અલૌકિક મનહર વિશાળ સરોવર સ્થળના જીવન ભૂત વારિના અદૃશ્ય થવા પછી તે સ્થાનનો કોણ ઉપભોગ કરે છે? નાથ, પત્નિને પતિ વિના બીજું કયું સુખ સાધન હતું?

આપણા પર હાલ વિપત્તિ વર્ષા વરસે છે, તેમાં ના કહેવાય તેમ નથી, છતાં જે કાળે જે બનવાનું છે તે શું કદી મિથ્યા થનાર હતું? નહિજ. ગમે ત્યાં, ગમે તે વખતે, ગમે તે હાલતે વિધાતાની

લેખિની પોતાનું કાર્ય કરતીજ જાય છે. જે બનવાનું લખાયલું છે તે તો બનવાનુંજ. માટે નાથ, તે વિષે આપ જરાપણ ચિન્તા નહિ કરશો. પ્રભુ જે કરતો હશે તે સારૂજ કરતો હશે." ગુણીયલ ગુણીએ ધૈર્ય દર્શાવ્યું.

**ઉભયની** વાતચીતમાં લગભગ સંધ્યા સમય થયો. ભગવાન અર્કદેવ અસ્તગમનની તૈયારીમાં હતા. ચારો ચરતાં પશુઓએ પશ્ચિમ દિશાનો માર્ગ પકડયો. આથી ઉભયને પશ્ચિમ દિશામાં થોડે છેટે કોઇ સ્થળ હશે એમ કલ્પના થઇ. કલ્લોલ કરતાં પ્રાણીઓ વૃક્ષોની ઓથે ભરાવા લાગ્યાં. આ અરણ્યમાં મનુષ્ય જાતિમાં આ દંપતિ સિવાય કોઇ અન્ય માલમ પડતું નહિ. પશ્ચિમ તરફ પ્રયાણ કરતાં પશુઓની પાછળ ગ્રામ્ય સ્થળની આશા માટે જવું, કે અત્રેજ નિવાસ કરવો તેનો નિર્ણય પરસ્પર કરવા લાગ્યાં. અરસપરસ કેટલીક ઘટિકા પ્રશ્નોત્તર કરવામાં વ્યતીત થઇ. અંતે વનવાસજ ઉભયને ઉચિત લાગ્યો, અને તેથી પોતે રાત્રી ગમે તે પ્રકારે ગુજારવાનો સંકલ્પ કર્યો. પ્રાતઃકાળે નિવાસ માટે પર્ણકુટી વિગેરે બાંધવાનો નિશ્ચય કરી સવેળા સાવધાન થઈ ત્યાંજ મુકામ કર્યો. કેટલીક ખડબચડી જગા ગૃહિણિએ સુધારવા માંડી, જ્યારે ગૃહદેવે પોતાની નિવાસ ગાદી સ્થાપિત કરી. પાસેથી ભૂમિ ઉપર શય્યાર્થે આચ્છાદિત કરવા માટે કેટલાંક વૃક્ષના પત્રો પ્રભાત લાવ્યો, અને શય્યા તૈયાર કરી. જામિની પણ જોસમાં ખીલી. અખિલ જગત્ શાંત બની ગયું; અને દંપતિએ પણ વટ વૃક્ષ નીચે શયન કર્યું.

---

# ષષ્ઠ પરિચ્છેદ.

## દંપતિ વિખુટાં.

**ब्रह्मायेन कुलालवन्नियमितो ब्रह्माण्ड भाण्डोदरे**
**विष्णुर्येन दशावतार गहने क्षिप्तो महासंकटे।**
**रूद्रोयेनकपालपाणिपुटके भिक्षाटनं कारितः**
**सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥**

भर्तृहरि.

" જે કર્મે બ્રહ્માને બ્રહ્માંડની વચમાં કુંભારનું કાર્ય સોંપેલું છે, વિષ્ણુને દશ અવતાર ધારણના મહાસંકટમાં નાંખેલા છે, અને જે કર્મ મહાદેવજી પાસે મૃતમનુષ્યની ખોપરીમાં ભીક્ષાટન કરાવે છે, અને સૂર્યને નિરંતર આકાશમાં ભ્રમણ કરાવે છે; તે કર્મને હું નમસ્કાર કરૂંછું."

સમસ્ત વિશ્વ શાંત હતું; તમામ પ્રાણીઓ નિદ્રાદેવીની સોડમાં સડસડાટ ઘોરતાં હતાં. વ્યોમના પ્રકાશિત તારાઓની ધવલતાનો કોઇ અલૌકિક ભાસ થતો હતો. આ સ્થળની અવનવી ખીલી રહેલી વનસ્પતિનો પરિમળનો પમરાટ ચોમેર પથરાઇ આનંદમાં વધારો કરતો હતો. તેટલામાં પ્રાતઃકાળની શરૂઆત થઇ, વ્યોમ માંહેની વલણ બદલાવા લાગી, પ્રકાશિત તારકમંડળ અદૃશ્ય થવા લાગ્યું, ભાસ્કર-દેવની ચડાઇની તૈયારી થઇ, નિદ્રાથી અભિલુપ્ત થયલાં પ્રાણીઓ સજાગ

થવા લાગ્યાં. ભગવાન્ સૂર્યનારાયણ પૂર વિકસિત થયા. ગત પ્રકરણમાં જણાવેલા વટવૃક્ષ નીચે નિદ્રા લેતું દંપતિ જોડું જાગૃત થયું. ઉભય પ્રાતઃકર્મ કરવાને સરિતા પ્રવાહે ચાલ્યાં. મળ ત્યાગ, દંતધાવન પછી સ્નાન કરી લીધું, બાદ, પ્રભુ પ્રાર્થના માટે આ નદીનો કિનારો ઠીક લાગ્યો અને બન્ને ત્યાંજ પ્રભુ સ્મરણમાં નિમગ્ન થયાં. બે એક કલાક ઇશ્વરાધનામાં ગુજાર્યા. પછી ઉભય વટવૃક્ષ તરફ આવ્યાં. આત્મ-નિવાસાર્થ પર્ણકુટી બાંધવાનો ઠરાવ કર્યો અને બંન્ને પતિ-પત્નિ સામે દૃષ્ટીગોચર થતી ઝાડી તરફ ગયાં. પ્રથમેવ પ્રભાતે પાર્ણકુટીને ઉપયોગી ચારએક થાંભલીઓ કહાડી, ગુણી તે ઉચકી વડ નીચે લઇ ગઇ. તે પ્રમાણે અનુક્રમે પ્રભાતે પલ્લવ વિગેરે જોઇતી સામગ્રી લઇ લીધી અને ગુણી તે તમામ ઉચકી વડ નીચે લેતી ગઇ. આખા દિવસના પૂર્ણ પરિશ્રમે ઉભયે મળી પર્ણકુટી તૈયાર કરી, તેટલામાં સૂર્યાસ્તની તૈયારી થઇ. બન્નેના ઉપર ક્ષુધાદેવીએ પણ પુરજોસથી આક્રમણ કર્યું. બિચારાં શું કરે, કોને કહે. લાચારીએ બંનેને આ બીજી રાતની લાંઘણ પણ ખેંચવી પડી.

—— બીજી સ્હવાર ——

બીજે દિવસે નિયમાનુસાર પ્રાતઃકર્મ આટોપી રહ્યાં એટલે બન્નેના હૃદયમાં ક્ષુધાશાંતિને માટે ગુંચવણ ઉભી થઈ. શું ઉદ્યોગ કરવો, ઉદરનિર્વાહ કેવી રીતે ચલાવવો ? તેજ વિચારે કેટલોક સમય રોકયો. જે દેશ, જે સંસાર, જે વિચાર, જે પરિચયનો એક વેળા ત્યાગ કર્યો, એક વખત વિસ્મૃત કર્યો તેનો પુનઃ સ્વિકાર પણ નહિ કરવો જોઇએ અને તેને પુનઃ સ્મર્ણમાં પણ નહિ લાવવો જોઇએ. સંસાર-પરિચય વિના નિર્વાહ કેમ ચાલશે ? પાપી પેટને સ્થિતિનો

થોડોજ વિચાર છે ? સ્વાર્થે અંધ છતી આંખે સદૈવ અંધજ હોય છે. પ્રભાત ! ત્હારા સંસાર–અભાવની, ત્હારા વૈરાગની, નિર્દય ઉદર પરવા કરે તેમ નથીજ. હાલતો સમય સાધક થઇ કંઇ વળું ફેરવે તો ઠીક. ગરીબડી ગુણીની દયા શું ત્હારા હૃદય ઉપર કંઇપણ અસર કરતી નથી ? શું તું છેકજ હૃદયહીણુ થઇ ગયો ?

ક્ષુધા પોતાનો અમલ ભલે પૂર્ણરીતે પોતાના ઉપર અજમાવે, એક વખતે સમસ્ત વિશ્વ પલટાઇ ભલે વ્યોમમાં વાસો કરે, અને વ્યોમ ભલે પોતાનો કાર્યક્રમ અવનિપર આદરે, ઉદધિ દેવ જોઇએ તો મર્યાદાનો ત્યાગ કરી સૃષ્ટી–પ્રલયનો સિદ્ધાંત કરે; પરંતુ આ પ્રભાતથી પરિધાન થયલી વૈરાગ્ય કફની નહિજ ઉતરી શકે, સંસાર ત્યાગનો ભાવાર્થ ત્હને ખબર છે ? સંસાર ત્યાગમાં તેની તમામ વાસનાઓના ત્યાગનો પણ સમાવેશ થાય છે. ત્હને ત્યાગી થતાં આ ત્હારી આશાવંત્ ગુણીનો પણ ત્યાગ કરવો પડશે; તેની ધારણાઓનું નિકંદન કરવું પડશે. શું તે તું કરી શકીશ ? શું છેકજ કઠોર થઇશ. નહિ, પ્રભાત, નહિ, ગુણીની ખાતર તો તે સિદ્ધાંત નહિજ. જો, જો, જરા વિચારીને તપાસીને જો.

" પ્રભાત ત્હારો સિદ્ધાંત ! અરે શાનો ? શું સંસાર ત્યાગનો સિદ્ધાંત તેં કર્યો ? ત્હારાં ચક્ષુ ખોલીને ત્હારી સન્નિધ બેઠેલી નિર્દોષ પતિ–પ્રેમી પ્રેમદા ગુણી તરફ જરા ધ્યાન ધરી જો. ત્હેના ખીલી રહેલા બદન ઉદ્યાન તરફ તો જો; તે માંહેની વિરહિણી લતા તરફ તો જો; તે પરનાં અવનવાં ખીલેલાં મધુર પુષ્પો તરફ નજર કર. ઉદ્યાનની પૂર્ણ ખીલેલી કળા તરફ જો, શું તને તેનો જરાપણ વિચાર નથી. તું માળી વિણુ આ ખીલેલા ઉદ્યાનની કોણ ખબર લેશે ? તેની

ચાલુ સ્થિતિ કોણ નિભાવશે? એ હૃદયહીણ માળી, ત્હને ક્યાં ખબર છે કે ત્હારી માલિકી–ત્હારી સરદારી વિના તે ઉદ્યાનનું સત્યાનાશ વળી જશે. અફસોસ! વિધાતા, તું મહાન્ સમર્થ છે. ત્હારા પરિબલ આગળ અમારૂં બળ તુચ્છ છે." વિચારમાળા તૂટી. પ્રભાત ગુણી તરફ જોઇ બોલ્યો.

"દેવી, મ્હારા સિદ્ધાંત વિષે તમારો શું મત છે? શું પતંગિયાની પાંખોના પવનથી ડોલતી દિવાની જ્યોત જેવાં સંસારનાં સુખોની તમને ઇચ્છા છે? રંગ મ્હેલ, ગાનતાન, અને સ્નેહીઓના સમાગમના અલ્પ સુખો શું વિદ્યુતના ચમકારા સમાન ચંચલ નથી?"

"પ્રાણેશ, શું આપને મ્હારા હૃદયની ખાત્રી નથી? શું હું પતિધર્મથી અંજાણ છું. આપ જ્યાં સુખી ત્યાંજ મ્હારૂં સુખ છે. આપની વૃત્તિ ત્યાંજ મ્હારૂં આચરણ છે. પતિને સંસાર ઝેર છે, તો આ પત્નિને સંસાર શું વિસાતમાં છે? આપ સંસારના સ્વામિ છો તો હું આપ–સંસાર સ્વામિની ધર્મ પત્નિ છું. આપ આકાર છો, હું છાયા છું. આપ ધર્મગુરૂ છો તો હું આપની ધર્મ શિષ્યા છું.—હું આપનીજ વિભૂતિ, આપની વૃત્તિ આપનાથી વિરૂદ્ધ કેમ થઇ શકું નાથ?" ગુણીએ ખાત્રી આપી.

"ધન્ય છે, ગુણી ત્હારા નામને, અને ધન્ય છે ત્હને, લાખોવાર ધન્ય છે. "**यथानामा तथा गुणा**" જેવું ત્હારૂં નામ છે તેવાજ ત્હારા ગુણ છે. ખરેખર, ત્હારા પાણિ ગ્રહણને માટે હું ભાગ્યશાળીજ છું. ત્હારા શબ્દેશબ્દમાં મ્હને પૂર્ણ વિશ્વાસ છે. હું ત્હારાથી સંપૂર્ણ સંતુષ્ટ છું. દેવી, તમે અત્રે બેસો, હું ક્ષુધાશાંત્યર્થે કંઇ ફલફુલની શોધ

કરૂં. જોઇએ કાંઇ મળે છે." પ્રભાત બોલી રહ્યો અને ઉઠયો.

પ્રભાતનો આ વિચાર કંઇ અયોગ્ય નહતો. જોકે સ્વામિને આવી પણ એક જાતની ફરજથી મુકત કરવા સ્વામિ સેવીકા સુશીલ ગુણીનું ઘણું મન હતું, છતાં તે લાચાર હતી, કારણકે અબળાજાતિ અજાણ્યા અરણ્યમાં શું કરી શકે ? ગુણી પ્રભાતને એકપણ પ્રત્યુત્તર આપી શકી નહિ, મુગ્ધા શાંતજ રહી. પ્રભાતે આ સમયનો લાભ લઇ ત્યાંથી ચાલતી પકડી હાલતો ગુણી બિચારી પર્ણકુટીમાં પતિને 'સમય સાનુકુળ-સહાયભૂત થાઓ' એમ ઇચ્છી ત્યાંજ બેસી રહી. પ્રભાત ચાલ્યો.

## —પ્રભાત નદીમાં તણાયો.—

ગુણીથી છુટો પડેલો પ્રભાત જળની શોધ કરતો આ સરિતા પ્રવાહના દક્ષિણ કિનારાપર આવી ચડયો. સરિતાનો પ્રવાહ દક્ષિ-ણથી ઉત્તર તરફનો હતો, જ્યારે તેની પર્ણકૂટી કિનારાથી પચા-સેક દૂર હતી. પ્રભાતે પ્રથમેવ પર્ણકૂટીથી પૂર્વ તરફનો રસ્તો પકડી આગળ જતાં દક્ષિણ તરફનો રસ્તો લીધો હતો. પ્રભાત સરિતાની દક્ષિણે ધોધમાર વહેતા પ્રવાહ તરફ આવી લાગ્યો છે. બે દિવસના કડાકા છતાં જળપાનજ તેને ક્ષુધા—દેવીની તિવ્રતામાંથી બચાવતું હતું. જળપાન કરી પોતે તૃપ્ત થયો તેટલામાં પશ્ચિમ કિનારા પર અલૌકિક રચના દ્રષ્ટીગોચર થઇ. ખીલી રહેલાં પુષ્પોની પરિમળ શુન્ય હૃદયને ચૈતન્ય આપતી હતી. તેની આકૃતી પ્રેક્ષકના મુખમાં અમી ઉત્પન્ન કરતી હતી અને તેની મિઠાશ તેની સુંદરતાજ જણાવી દેતી હતી. આ અનેરી મનહરતા વિલોકનારને બસ આકર્ષિત કરવામાંજ પો-તાને કૃતાર્થ માનતી હતી. પ્રભાતનું મન લલચાયું. પોતાના આત્મા

ની તેમજ પોતાની પ્રિયાના આત્માની શાંતિનું સાધન દૃષ્ટીગોચર થતાં પોતે મનમાં પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો. પ્રભાત ઉત્સુક થયો. તુરતજ સરિતાના ધોધમાં પ્રવેશ કર્યો, કેમકે નદી-પ્રવાહ કાપ્યા સિવાય ઉક્ત ફળભૂમીમાં જવાનો અન્ય માર્ગ ન હતો.

અહા ! મનુષ્ય ધારે છે શું અને ઈશ્વર કરે છે શું ? "Man proposes and God disposes" પ્રભાત ત્હારી વૃત્તિને તું ક્યાં દોરે છે ? ભાગ્ય રેખા તને ક્યાં દોરવા માગે છે તે તું સમજે છે ? ઓ, નસીબ દેવી, શું તું આટલી બધી ક્રૂર છે કે મરતા મનુષ્યને મારવો અને ડુબતાને ડુબાડવો એ ત્હારી ફરજજ સમજીને બેઠી છે. પ્રભાત આગળ વધ્યો. બે કદમ આગળ જાય છે ત્યાંતો ધોધના એક ભયંકર આંચકાએ બિચારા નિર્દોષ પ્રભાતને ઘસડયો.

"यद्भावि तद्भवतु".

પ્રિય વાંચક ! હાલતો ગુણીને સર્વ શક્તિમાન પ્રભુના શરણુ તળે પર્ણકૂટીમાં મૂકી પ્રભાતનુંજ ભવિષ્ય જોઈએ.

---

# સપ્તમ પરિચ્છેદ.

## યોગિની.

બિચારો પ્રભાત નદીમાં તણાતો તણાતો કેટલાએ માઈલ દૂર નિકળી ગયો. સાયંકાળ વ્યતિત થયો છતાં કાંઈ આશરો મળ્યો

નહિ. છેવટ બરાબર મધ્ય રાત્રિએ પ્રભુએ તેના ઉપર અનુગ્રહ કર્યો. અણુચિંત્યો કિનારાપરના વૃક્ષની ડાળ તેના હાથમાં આવી ગઇ, સમયસૂચકતા વાપરી તેને મજબૂત પકડી, અને તે તરફ ગયો. ઠંડીને લીધે તેનું વપુ થરથર ધ્રૂજતું હતું. મહા મુશ્કેલીએ પ્રભાત કિનારાપર નદી બહાર નિકળ્યો. થોડીવાર ત્યાંજ સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. પોતાની પર્ણકૂટીથી કયાં અને કેટલે દૂર ધસડાયો છે તેનો વિચાર કરવા લાગ્યો. અરણ્યમાં ગુણીનું શું થશે! અબળાજાતિ ભયંકર બિહામણા વનના દુઃખદ કષ્ટો કેમ સહન કરી શકશે; વગેરે વગેરે મનમાં તર્ક વિતર્ક કરવા લાગ્યો. "પ્રભુ તેના રક્ષક થાઓ" ઇચ્છી પોતાની સ્થિતિનો વિચાર કરવા લાગ્યો, કયાં જવું, કયે ઠામ જઇ ઠરવું વગેરે પ્રશ્નો હૃદયમાં ઉપસ્થિત થયા. પ્રમાદી કે આળસુ થઇ નિરૂત્સાહી બની–પ્રયત્ન છોડી દેવા કરતાં ખંતી અને ઉમંગી બની ઉદ્યોગમાં રચ્યા પચ્યા રહેવું પોતે ઉચિત ધાર્યું અને ભીના વસ્ત્રે–કંપતે શરીરે ત્યાંથી ઉદિચી દિશા પ્રત્યે ચાલવા માંડયું. થોડે ચાલ્યા પછી પાછો નિરૂત્સાહી થયો. આ ઘન ઘોર કાજળ જેવી કાળી રાત્રીમાં અજાણી વાટિકામાં ક્યાં ગમન કરવું તેનો નિર્ણય કરી શકયો નહિ. પોતે ત્યાંજ થંભ્યો, અને ચોમેર નજર કરતાં આસપાસ ગીરિપરની વિશાળ શિળાઓ રાક્ષસ રૂપ ભયાનક દ્રષ્ટિએ પડી આગળ જતાં ઘડી ઘડી ભુલાવો કરે તેવો માર્ગ હતો. આથી આગળ પ્રયાણ કરવું માંડી વાળી સમીપના વૃક્ષની ઓથે પડી રહ્યો.

આશરે બે એક કલાક નિદ્રા લીધી, અને ચાર વાગે મોટા ભળકડામાં તો પ્રભાત સચેત થઇ ગયો. જામિની પરોઢ હોવાથી

પ્રકાશીત હતી, અંધારાનો નાશ થયો હતો; આથી પ્રત્યેક બાજુએ જોઇ શકાતું હતું. પોતે હતો ત્યાંથી દશેક કદમ દૂર એક નિર્મળ પ્રવાહ દષ્ટી ગોચર થયો. તેની પાસે એક બેઠા ઘાટનું શીવાલય જણાયું. તેની વામ બાજૂએ એક પર્ણકૂટી પણ જણાઇ. આથી તે તે તરફ ગયો, અને ત્યાં જઇ મળત્યાગ કરી, દંતધાવન કર્યાં પછી શ્રદ્ધા પૂર્વક સ્નાન કર્યું, કેમકે મળત્યાગ કર્યાં પછી અશુદ્ધિ પ્રાપ્ત થાય છે, વિગેરે શાસ્ત્રાદિક પ્રશ્નો પિતા યાદવરાયના મુખથી ઘણી-વાર સાંભળ્યા હતા. સ્નાન કરી શિવાલય તરફ ચાલ્યો. પ્રથમેવ બરાબર મધ્ય સ્થળે શિવલિંગ તેની નજરે પડયું, પોતે ભાવપૂર્વક નમન કર્યું. અતિ સ્તુતી કરી મનને તૃપ્ત કર્યું. પોતાને ઘણે દીવસે શીવપુજાની શ્રદ્ધા ઉપસ્થિત થઈ, જળપાત્રની શોધમાં પડયો. સંશોધન કરતાં તેજ સ્થળમાં ખુણામાં એક મૃત્તિકા કુંભ નજરે પડયો, તે લઈ જળ પ્રવાહે ગયો. મુમ્રિકા કુંભને સાફ કરી જળ ભરી શિવાલય પ્રત્યે આવ્યો. શિવનું ભાવથી પૂજન કર્યું. ગંધ માટે ત્યાં ( બ્રહ્મ કપાલ ) ઓરશીયો અને ચંદન પડ્યાં હતાં, તેથી ચંદન તૈયાર કરી ભોળાશંભુને ગંધ લેપન કર્યું. આ શિવાલય નજીક પુષ્પોથી ખીલી રહેલાં ઉદ્યાનમાંથી પુષ્પ વીણ્યાં, અને પાસેજ બિલ્વપત્રી નજરે પડવાથી કોમળ બિલ્વપત્ર પણ લીધાં, અને સર્વ દેવને અર્પણ કર્યાં. સ્તોત્ર પિતા પાસે ભણ્યો હતો, તેથી શિવસ્તોત્ર મધુર કંઠથી લલકાર્યું. બાદ સાષ્ટાંગ પ્રણામ કરી પૂજન-વિધિ સમાપ્ત કરી શિવાલયમાંથી બ્હાર નિકળ્યો. જોકે આજે ચાર દિવસના કડાકા હતા, છતાં હવે તો પોતે યથાકાળે મળતાં ફળ અને જળનું સેવન કરવા લાગ્યો. અરૂણદેવે પોતાનો પ્રકાશ હવે પૂર્ણ રીતે

ફેંકયો હતો. આ પવિત્ર અલૌકિક સ્થળની શોભામાં સૂર્યનારાયણ સુવર્ણરૂપ કિરણો નાંખી અતિવૃદ્ધિ કરતા હતા. આશ્રમ માટે સામે દૃષ્ટીગોચર થતી પર્ણકૂટી તરફ ગયો. પર્ણકૂટીના દ્વારમાં જેવો પેઠો કે તરતજ ત્યાંજ તેને એક ભરયૌવન, રૂપવતી, યોગસાધન યોગિની નજરે પડી. પોતે અંદર ગયો અને યોગિની નજીક વિનયપૂર્વક કર-જોડી બેઠો. યોગિનીના શરીરનો બાંધો મજબુત અને રૂષ્ટપુષ્ટ જણાતો હતો. તેના મસ્તિષ્કપરની છૂટી કેશલતા ખરેખર વિષધર નાગણનો ભાસ આપતી હતી. તેની મુખાકૃતિ શીત—રશ્મિ—ચંદ્રને પણ ભૂલાવે તેવી હતી. તેનાં નયન મૃગનાં નેત્ર સમાન હતાં. તેના કપોળ પ્રદેશનાં રક્તવર્ણ મનહર ગુલાબની ઉપમાને લાયક હતાં. અધરપુટની મનો-હરતા પ્રણયીને ચુંબન રસમાટે તલસાવતા હતા. તેના ઉદર ઉપરના ઉભયગિરી શ્રૃંગાકારરૂપ ખીલી રહેલા સ્તન કનક કલશરૂપ જણાતા હતા. તેવીજ રીતે તેના આખા વપુપરના અવયવો પૃથક્ પૃથક્ સૌન્દર્યતામાં ચઢીયાતા હતા, અર્થાત્ તેનો સર્વ સ્વાંગ યોગને લાયક નહિ પરંતુ મદનથી પિડાતા, સુખ—ભોગ વિલાસમાં રચીપચી રહેલા, અને કામદેવનું આવ્હાહન કરી રહેલા મનુષ્યો—પ્રણયીઓને લાયકનો હતો. આ યૌવન—ઉદ્યાન કોઇ રસિક—ભાગ્યશાળી માળીને લાયકનો હતો. તે માંહે ખીલી રહેલાં મધુ પુષ્પોની પરિમલ કોઈ ભાગ્યશાળી ભોગી ભ્રમર માટેજ હતી. આ યૌવન—વાટિકા શામાટે માલિક—માળી વિના આ ઘોર અરણ્યમાં ફાલ્યો હશે ? શું કરમાવાજ ? કોણ જાણે ?

વાંચકવૃંદ! યોગિનીની કર્મકથા વિષે અત્યારે વિશેષ જાણવાનો ત્હને અધિકાર નથી. તું તો પ્રભાતના કર્મનોજ રસિક છે. ઠીક, પ્રભાતનું શું થયું તે તરફ વળી જે.

# અષ્ટમ પરિચ્છેદ.

## પ્રભાત કામદેવના બંધનમાં.

**कामी स्वतां पश्यति ।** શાકુંતલ.

**कामातुराणां न भयं न लज्जा.**

કામથી સંદિગ્ધ થયલા પુરૂષો ભય અને લજ્જાને ઓળખતા નથી.

ગત પ્રકરણમાં વર્ણવી ગયા તે યોગિનીના યૌવને પ્રભાતના હૃદયમાં ઉલટી અસર કરી. તેને રોમાંચ થયો, અને અવયવોની જાગૃતિ તેણે અનુભવી. કામદેવે તેને પોતાના પાશમાં જકડી લીધો. તેની નસે નસમાં અને રગે રગમાં કામાગ્નિ પ્રદિપ્ત થયો. યોગિનીના યૌવન બગિચાએ પ્રભાતના હૃદયમાં તનમનાટ કરી મૂકયો. યોગિનીને સ્પર્શ કરૂં ?—કિંવા બલાત્કાર કરૂં, કે શું તેને ધ્યાનાવસ્થ સ્થિતિમાંથી જાગૃત કરી યાચના કરૂં—શું કરૂં વિગેરે તર્ક વિતર્ક કરવા લાગ્યો. અંતે યોગિની પાસેથી ઋતુદાનની માગણી કરવી. જો અનુમોદન આપશે તો ઠીક છે, નહિતર આ ભયંકર અરણ્યમાં તેનું કોણ છે ? માટે સાહસ નહિ કરતાં પ્રથમેવ તેની મનેચ્છા જાણવી અને પછી સમય પ્રમાણે વર્તવું એમ સિદ્ધાંત કરી—કામદેવને મહા પ્રયાસે થોડીવારને માટે શાંત પાડી પ્રભાત જેમને તેમ તેની સંનિધ કર જોડી બેઠો છે. જ્યારે સમાધિષ્ઠ યોગિની હજુ સમાધિમાંજ છે.

એકાદ બે ઘટિકા આમજ વ્યતીત થઇ ગઇ, હજુ યોગિનીના મુખની વાણી સાંભળવા પોતે ભાગ્યશાળી તો નજ થયો. જેમ જેમ વખત વહન થવા લાગ્યો તેમ તેમ પ્રભાતની વ્યાકુળતામાં વધારો થતો ગયો.

અહા ! કામદેવ ! ભગવાન્ મકરધ્વજ ! શું ત્હમારી આટલી બધી પ્રબળતા ? તું અનંગ કહેવાય છે, છતાં આટલું બધું ત્હારૂં સામર્થ્ય ? અજબ ! અજબ ! મહાન્ અચલિત હૃદયોને પણ ચલિત કરવા તું સમર્થ છે. ભલભલા મુનિઓના ટેકને પણ ડગમગાવે છે. શંકર જેવા, તપો વીર્યના તપોબળનો ભંગ કરનાર તુંજ છે. ચંદ્રને કલંકિત કરનાર, અને ભસ્માસુર જેવા પ્રબળ રાક્ષસોનો કાળ તુંજ છે, અરે ઓ કામ ત્હને દૂરથીજ અમારા નમસ્કાર હો ! ત્હને જીતે તેજ સમર્થ, તેજ કાર્યસાધક, અને તેજ યશસ્વી છે. જગતનાં અહો ભાગ્ય છે કે તું અનંગ છે, નહિતો ત્હારા પ્રાબલ્યની પરિસિમા નજ રહેત.

પ્રભાત ! અરે ઓ કમનસીબ, નરાધમ પ્રભાત ! મહા નિર્મળ, પવિત્ર અને કલ્યાણ કારી ગંગા પ્રવાહનનું પાન કરવું ત્યજી દઇ, મલિન કાદવથી ભરાયલા ગંધાતા ખાબોચીયાનું પાન કરવું ત્હેં ઉચિત ધાર્યું ? ભાગ્યહીણ, મુર્ખ મનુષ્યને પાષાણ અને રત્ન સરખાંજ ભાસે છે, તેમજ ત્હને પણ યોગ્યાયોગ્યનો વિચાર આવતો નથી, અને સ્થળ, કાળ, અને સ્થિતિનું ત્હેં વિસ્મરણ કર્યું છે, એજ ત્હારી અવનતિ દર્શાવી આપે છે. તું અત્રે શા માટે આવ્યો છે એનું ભાન સરખું પણ ત્હને નથી ! ત્હારા પર અયોગ્ય રીતે ગુજરેલાં વીતક પણ ત્હને સ્મર્ણમાં આવતાં નથી ! ક્યાંથી હોય–ક્યાંથી આવે ! અભાગીના કરમાં આવેલો ગ્રાસ પણ જતો રહે છે. હરિ ! હરિ ! અત્યારે

પ્રભાતને તરૂણ યોગિનીની અનુપમ સુંદરતા સિવાય અન્ય ગમતુંજ નથી. પ્રભાત! પ્રભાત! ત્હને આ શું સુઝ્યું છે! અરેરે! દુષ્ટાત્મા કામદેવની એવી કેવી સજડ છાપ ત્હારા હૃદયપર સચોટ થઇ છે કે ત્હને ત્હારા આત્માનું-ત્હારા શ્રેયનું પણ ભાન નથી! આ પવિત્ર આશ્રમમાં ક્યા કાર્યને બદલે ત્હેં કયું કાર્ય સાધ્યું છે! શું હજુપણ ત્હારાં દુઃખ ઓછાં છે! આપત્તિનાં વાદળોએ શું હજુ ત્હને ઘેરી લેવામાં કમીના રાખી છે? અરેરે! દુઃખનાં વનનાં વન ત્હારા ઉપર ઉગી નિકળ્યાં છે, છતાં ત્હને આ શું સુઝ્યું છે? ત્હને ત્હારા ભવિષ્યનું કેમ સૂચન થતું નથી? અમુલ્ય માનવ દેહ વૃથા કાં કરે છે?

પ્રિય વાંચક! કામાંધ પ્રભાત અત્યારે ચક્ષુ છતાં અંધ, કર્ણ છતાં બધીર, અને હૃદય છતાં જડ થઇ ગયો છે. મદનના તાપથી પ્રજળે છે. યોગિનીની સમાધિના ભંગની તૈયારી કરે છે, તેટલામાં તો યોગિની-દેવી સમાધિથી જાગૃત થયાં. બંધ નેત્ર ખુલ્લાં થયાં. ત્યાં તો પોતાની સન્મુખજ પ્રભાતને બેઠેલો જોયો. યોગિનીએ પોતાના ધર્મને સંભાળ્યો, અને આવેલા અતિથિનો સ્વાગત સત્કાર કર્યો. પ્રભાત ઉભો થયો, અને યોગિનીની છેક સન્નિધ જઇ બેઠો. પ્રથમેવ યોગિની દેવીએ આવાગમન કારણ પૂછ્યું.

"સુંદરી"! કહી પ્રભાત અટક્યો; આગળ બોલી શકયો નહિ. ત્હેના એકજ શબ્દમાં યોગિની દેવી ત્હેનો મનો વિકાર સમજી ગયાં અને અત્રેથી ત્હેની મમતા ઉઠે એમ ઇચ્છી તેવાજ વલણમાં આગળ બોલવું શરૂ કર્યું.

"તરૂણ! નવ નવીન ભોગ ભોગવનાર અને વિલાસ નિમગ્ન રહેનાર વિલાસીઓને માટે આ સ્થાન ન હોય."

પ્રભાતે પ્રત્યુતર આપવાની કોઇ વિચિત્રજ ઢબ પકડી. તેના શબ્દોમાં વિકાર વિકાર અને વિકારજ ભાસતો હતો.

"દેવી, તમારૂં કહેવું યથાર્થ છે, પરંતુ તમે જાણતાં હશો કે મહાન મનુષ્યો સર્વને સમાન લેખે છે. તેને કોઇ ન્યૂનાધિક છેજ નહિ. જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં ત્યાં મારૂં મન દોરાય છે, અને તેથીજ જંગલમાં પણ મંગળ કરી શકું છું." પ્રભાતે જ્ઞાનનો ડોળ કર્યો, વળી બોલ્યો.

"મ્હારૂં અને ત્હારૂં, સુખ અને દુઃખ, વગેરે શું માયાથી મને માની લીધેલા નિરસ તરંગો નથી? વળી આપ કાં ભૂલો છો?" જળ પ્રવાહ તરફ દ્રષ્ટી દોરતાં વળી બોલ્યો "જુઓ, આ પાસે વહેતો નિર્મળ જળ પ્રવાહ કેવો આનંદદાયક છે! પોતે કેવો સુખી છે? જેણે વજ્રરૂપ પાષાણને પોતાની સુખ શૈય્યા માની લીધી છે, આ બિહામણા જંગલનેજ મંગળ માની પોતાની યૌવનલતાને કેવો ખીલવી રહ્યો છે! યૌવને! શું ત્હેની ત્હમારા હૃદય ઉપર કંઇ પણ અસર થતી નથી?" વૃક્ષ બતાવ્યું અને બોલ્યો. જુઓ પેલા સામેના વૃક્ષ તરફ નજર કરો. પેલું સારસ પક્ષી યુગલ સંસારનો લ્હાવો કેવો લે છે? પોતે પક્ષી છતાં આ ક્ષણભંગુર શરીરનો કેવો લ્હાવો લે છે, જીવન કેવું સાર્થક કરે છે?"

યોગિનીના હૃદય ઉપર આઘાત કર્યો. કંઇ પણ માઠું પરિણામ આવશે એવો તેને ભય લાગ્યો, છતાં હિમ્મત ધરી. જેનું મન દ્રઢ છે, જેણે પોતાના મન ઉપર પૂર્ણ કાબુ મેળવ્યો છે તેને ગમે તેવી આફત શું કરી શકે તેમ છે? યોગિનીએ પ્રભાતને તિરસ્કાર યુક્ત કટાક્ષ કર્યો.

હવે પ્રભાતે લજ્જા છોડી ખુલ્લા વિષય-વાસનામય શબ્દો ઉચ્ચાર કરવા માંડ્યા. "દેવી ! તમોને વનદેવી કે યૌવનદેવી કહી સંબોધું ? યૌવન બહારમાં ખીલેલી પ્રેમલત્તા કહું, કે ચંદ્ર વિરહિણી કુમુદિની કહું ! ઓ કમળ મુખી કમળાક્ષી ! આ ત્હારા ખીલેલા બદન કમળમાં ગુંજારવ કરવા આ ભોગી ભ્રમર આતુર છે. એકવાર ત્હારા અધરામૃત રસનું પ્રેમપાન કરાવ, અને આ કામાગ્નિથી પ્રદિપ્ત હૃદયને શાંત પાડ લલને !" પ્રભાત બોલી રહ્યો.

ઉક્ત શબ્દોએ યોગિનીનાં રોમાંચ ખડાં કરી દીધાં. પાપાત્મા અતિથી તરફ તિરસ્કાર અને ધિઃકાર ભરી દૃષ્ટી નાંખી. પ્રભાત સાથે અનેકાનેક વાદવિવાદ અને રકઝક કરી થાકી, પરંતુ પ્રભાતના ગપ શાસ્ત્રથી અને મશાણ-જ્ઞાનથી અંતે બિચારી હાર પામી ગઇ. તેના આ પાપમય વિચારો કેવી રીતે ફેરવવા તેનો ઉપાય આંતર્દૃષ્ટિથી જોવા લાગી. જેમ જેમ વખત વ્યતીત થતો ગયો તેમ તેમ કામદેવ પ્રભાતના હૃદય ઉપર વધારેને વધારે કાબુ મેળવવા લાગ્યો. તેણે જાણ્યું કે યોગિની દૃઢ છે, અને તેને ચલિત કરવી મુશ્કેલ છે, અને બલાત્કાર વિના સિદ્ધિ નથી, માની તેના ઉપર બલાત્કાર કરવાની તૈયારી કરી. પ્રભાત છેક નજીક ગયો; છતી આંખે અંધ બન્યો. યોગિની તરફ ધસ્યો અને પોતાનો વામ કર તેના જમણા કર ઉપર નાંખ્યો. પોતાના બળનો પૂર્ણ ઉપયોગ કર્યો, છતાં યોગિનીને ભ્રષ્ટ કરવાના અનેક પ્રયત્નો નિષ્ફળ નિવડયા. યોગિની એક આંચકો જોસભેર મારી છુટી થઇ ગઇ, અને દુર જઈ ઉભી રહી. પ્રભાતને મુખવાણીથી કેટલોક બોધ કર્યો, છતાં પ્રભાતે એક શ્રવણથી બીજે શ્રવણ કરી કાઢી નાંખ્યો. યોગિનીએ તેને ધરાઇને ધિક્કાર્યો. પરંતુ તે સઘળું પત્થર ઉપર પાણીજ

થયું. પ્રભાતના જડ હૃદય ઉપર યોગિનીના ધિઃકાર ભર્યાં વાકયોની લેશમાત્ર પણ અસર થઈ નહિ. બિચારીને ધર્મ કરતાં કર્મ નડયું. પતિ વિરહી યોગિનીની આજ બબ્બે વર્ષની તપશ્ચર્યાંપર પાણી ફરવા બેઠું. થોડીવાર યોગિની મનમાં મુઝાઇ, અંતરમાં પ્રભુની સ્હાયની યાચના કરી, અને અંતે પ્રભુએ યુક્તિ સુઝાડી. બળે નહિ પણ કળે કરીને કામી પ્રભાતને હતાશ કરી સુધારવાની યુક્તિ કામે લગાડી.

હાલ તો પ્રભાત એક ભવતો શું કિન્તુ સાત ભવ પાણીના રેલાની માફક તણાઇ જાય તોપણ પોતે પોતાનો નિશ્ચય ફેરવનાર નથી. યોગિનીએ સ્ત્રી ચરિત્ર વાપર્યું. પ્રભાતને મૃદુ ભાષણથી શાંત પાડી નીચે બેસાડયો. "અતિથી દેવ" કહી સંબોધન કર્યું. તે બોલી.—

"દેવ, શાંત થાઓ, આપના શુદ્ધ અને નિઃસિમ પ્રણયની હવે મ્હને પૂર્ણ ખાત્રી થઈ. મ્હારા પ્રત્યેની આપની અપરિસિમ મમતાથી એક નજરે હું પૂર્ણ ભાગ્યશાળિની ખરીજ. દેવ આપનો ઉપકાર." યોગિની શાંત રહી.

"ત્યારે શું આ બધું ચારિત્ર્ય મ્હારા પ્રણયની કસોટી રૂપજ હતું? પ્રભાતે પ્રશ્ન કર્યો.

"હાસ્તો, સુવર્ણ તો કસીનેજ લેવાયને?" યોગિનીએ ઉત્તર કર્યો.

"ત્યારે હવે શુદ્ધ સુવર્ણની ખાત્રી થઇ?" વળી પ્રભાત બોલ્યો.

"પૂરેપૂરી, ખાત્રીએ થઇ અને સંતોષ પણ થયો." યોગિની બોલી.

"ત્યારે હવે આ ક્ષુધાતુરને કયાંસુધી ક્ષુધાથી પીડાવશો? આ આશાતુરને કયાંસુધી તલસાવશો?" પ્રભાતે માગણી કરી.

"અતિથી રાજ, શાંત થાઓ, હવે થોડોજ સમય છે, વચમાં

માત્ર આડી રાતજ છે. તે વિઘ્નસંતોષીના વહન થવાનીજ માત્ર જરૂર છે." યોગિનીએ આશા આપી.

"શું આ સમય કાર્યસાધક નથી? કદાચ આ સમય અયોગ્ય, તો શું રાત્રિ પણ નહિ મધુરી? બીજા દિવસની યોગ્યતા કેવી રીતે જણાઇ આવી?" પ્રભાતે હૃદયોર્મિ જણાવી.

"દેવ! મ્હારૂં મન મ્હને તેમજ પ્રેરણા કરે છે, અને તેમજ થાય તો ઠીક." યોગિનીએ ખુલાસો કર્યો.

કાલ તો કાલ. યોગિનીએ કબૂલ્યું તેજ મહદ્ ભાગ્ય. વધારે ખેંચવાથી કદાચ તૂટી જાય. સમય વર્તે સાવધાન થવામાંજ કાર્ય સિદ્ધિ છે, વગેરે વિચારોથી પોતાના મનનું સમાધાન કર્યું, અને યોગિનીની દલિલ માન્ય કરી, હરખાયો, અને ત્યાંથી રાત્રિના નિવાસ-સ્થાન માટે ચાલ્યો. ત્યાં ફાલેલાં ફળ પ્રાશન કરી ક્ષુધાતૃપ્તિ કરી. થોડી ઘટિકા આ સ્થાનની રચનાને અવલોકવામાં વ્યતીત કરી. તેટલામાં સાયંકાળ થયો અને રાત્રિનો કૃષ પ્રકાશ છવાઇ ગયો.

પ્રભાત ગત રાત્રિની માફક નિર્ભય અને શાંતિથી આ રાત્રિ નિર્ગમન કરી શકે તેમ નહોતું; કેમકે ગત રાત્રિએ સાત્વિક વૃત્તિરૂપ રક્ષણહાર અસિએ પ્રભાતનું રક્ષણ કર્યું હતું. આજે તેણે તે અસિ ગુમાવી દીધી છે. આ સ્થળમાં પ્રભાતને ભયંકર પડઘા કર્ણગોચર થવા લાગ્યા. અરણ્યપતિ કેસરીની ભયાનક ગર્જના, ઘડીમાં શાહુડી અને ઘાતક પ્રાણીઓનો હૃદયદ્રાવક રવ તેના ગાત્રોને શિથિલ કરી નાંખતો. અનેક વિચિત્ર ચિત્રપટ તેની દ્દષ્ટી સમક્ષ જણાવા લાગ્યા. રાત્રિ તેને દુઃખરૂપ થઇ પડી. આવીજ હાલતમાં અધરાત્રિ

ગાળી. મધ્યરાત્રિએ નિદ્રાદેવીએ ત્હેનાપર અનુગ્રહ કર્યો, ત્હેને પોતાની સોડમાં દિલાસો આપ્યો—અર્થાત્ પોતે નિદ્રાધીન થયો.

આણીગમ પવિત્ર યોગિની હજુસુધી જાગૃતજ હતી. ઇશ્વર સ્મરણ કરતી હતી; તેમાંથી પરવારી તેટલામાં દિવસનો બનાવ સ્મર્ણમાં આવ્યો. પ્રાતઃકાળે જરૂર કામી પ્રભાત આવશે અને મ્હારૂં શીયળ ભંગ થશેજ. ધર્મ ભ્રષ્ટ થવા કરતાં મૃત્યુ ઉચિત લાગ્યું, અને તે આકાંક્ષાએ દેવી ત્યાંથી ઉઠી અને નિકટના ખળખળ કરતા પ્રવાહ પ્રતિ ગઇ. આ ક્ષણભંગુર દેહનો અંત આણવા તેમાં ઝંપાપાત કરવા સજ્જ થઇ. પોતે અંદર પડવા જતી હતી એટલામાં તો કોઇ અદૃશ્ય રહેલી વ્યક્તિએ "હાં" કહી ઘોષ કર્યો, અને તેણી અટકી. દેવી આજુબાજુ નિહાળવા લાગી. શબ્દ કયાંથી કર્ણગોચર થયો તે તપાસવા લાગી. થોડીજ પળમાં આ સ્થાન ઉપરના વિશાળ વૃક્ષના થડમાંથી કોઇ અભદ્ભૂત યોગી દૃષ્ટીગોચર થયો. દેવીએ બેઉ કરજોડી પ્રણિપત્ય કર્યું. યોગીએ તેનો સ્વિકાર કર્યો અને બોલ્યા.—

"યોગીની! આત્મઘાત એ મહાન્ પાપ છે, અને પોતાના કરેલા સત્કાર્યના નાશનું બીજ છે, તે તમે જાણો છો?" યોગીએ પ્રશ્ન કર્યો.

"જડરૂપ શરીરમાંથી ચૈતન્યરૂપ આત્માને છુટો કરવાથી તે બચી શકતો નથીજ તેની તો મને ખાત્રી છે." યોગિનીએ યોગીના મતને અનુમોદન આપ્યું.

"છતાં, જાણીને અજાણ્યાં શીદ બન્યાં? હળાહળ વિષને અમૃત-માની તેનું પાન કરવા કાં સજ થયાં છો?" યોગીએ પૂછ્યું.

" આવુ આફતથી બચવા."

" શું આફતથી બચવા માટે મૃત્યુ એજ અંતિમ ઉપાય છે? એક નજીવી આફતથી બચવા તમે ગેરસમજનો ઉપાય યોજી મહાન આફત વ્હોરો છો તેની કાંઈ ખબર છે? જીવાત્માના પૂર્વ કર્મનાં પ્રતિબંધનો અધૂરાં રહેશે તેનો કાંઇ વિચાર?" યોગીએ ફરજનું ભાન કરાવ્યું.

" આપનું કહેવું યથાર્થ છે; નિઃસંશય સત્ય છે; પરંતુ પ્રભુ! હું હવે ગભરાઇ ગઇ છું, અને તેથીજ આત્મવિમોચન—દેહપાતનની લાલચ થાય છે." યોગિનીએ ખુલાસો કર્યો.

" દેવી! ગભરાવાની કાંઇ જરૂર નથી. અમુક કર્મનો પ્રારંભ કર્યા પછી તેને અંતસુધી નિભાવતાં શિખવાની ખાસ જરૂર છે. પાણીમાં તરનાર તારૂ જો ખબરદારીથી તરે તો પાર ઉતરે છે, નહિતર અવશ્ય તેનો નાશ થાય છે. પ્રત્યેક કર્મમાં વિઘ્ન આવે એ તો સ્વાભાવિક છે, પરંતુ તેને દૃઢપણે હિમ્મતથી દૂર કરવાં તેજ ડહાપણ." યોગીએ ધર્મ જણાવ્યો.

" પ્રભુ! આપની અમૃતવાણીના પાનથી હું તૃપ્ત થઈ, અને મ્હેં સિદ્ધાંત ગ્રહણ કર્યો કે ગમે તેવી વિપત્તિથી પણ નહિ ડરતાં તેને દૂર કરવા યત્ન કરીશ. પરંતુ પ્રભુ! મ્હારાપર ગુજરતા—આવી પડેલા ધર્મસંકટનું શું કરવું? મ્હારે ત્યાં આવેલ અતિથીનો અધમ નિશ્ચય ખાસ ફેરવવાની જરૂર છે. મ્હારે મ્હારા ધર્મનું સંરક્ષણ કરવુંજ જોઇએ. માટે તેનો કોઇ ઉપાય—વિધિ બતાવો તો મહદ્ ઉપકાર." યોગિનીએ સર્વ વિગત ખુલાસાવાર કહી.

યોગીએ પોતાનાં ચક્ષુ બંધ કર્યાં. બેઉ કર જોડી પ્રભુ ધ્યાનમાં

મન લીન કર્યું. થોડીવાર પછી ચક્ષુ ખુલ્લાં કર્યાં. બન્ને હાથ ઊંચા કર્યાં એટલે તેમાં એક મૃત્તિકા કુંભ ઈશ્વર પ્રેરિત રીતે આવી પડયો. વળી પાછા ઉભય હસ્ત ઊંચા કર્યાં તો એક રેશમી સુંદર રત્ન જડીત અમુલ્ય વસ્ત્ર આવી પડયું, જે રંગે લાલ હતું. યોગીએ કુંભ ઉપર જમણો હાથ મૂકયો, અને મુખમાંથી કાંઇ બોલ્યા. બાદ યોગિનીને અંદર શું છે તે અવલોકવા કહ્યું. યોગિનીએ જોયું તો તેમાં દુર્ગંધ પદાર્થ માલુમ પડયો, અને તેમાં અનેક જાતના કંપારી છુટે તેવા માંસના ટુકડા જણાયા; અંદર થોડાક અસ્થિના કડકા પણ જણાયા. વધારામાં શોણિત અને શ્લેષ્મ વિગેરે જણાયું. યોગિનીએ શંકા કરી અને કંઇક ઉચરે ત્યાંતો યોગીએ ત્હેને સાનથી સમજાવી, બોલતાં અટકાવી અને બોલ્યા કે—

"આ વડે ભાન ભૂલેલાને તેનું યથાસ્થિત ભાન કરાવી તેની કામવૃત્તિને સુધારજે; વિશેષ બુદ્ધિ ત્હારા સ્થાનમાં પગ મૂકતાં ખીલશે. ૐ અસ્તુ. કલ્યાણ, કલ્યાણ કલ્યાણ."

યોગિની આશ્ચર્યમાં ગરક થયાં. યોગી અંતર્ધાન થઇ ગયા. ઇશ્વરેજ દર્શન આપ્યાં માની પોતાને કૃત કૃત્ય માની પોતાના સ્થાન પ્રતિ ગઇ અને હજુ રાત્રિના ત્રણ પ્રહર બાકી હોવાથી પોતાની મઢુલીમાં નિદ્રાધીન થઇ.

---

# નવમ. પરિચ્છેદ.

## પ્રભાતની પરાકાષ્ઠા—યોગિનીપર મોહાંધ.

त्रिविधं नरकस्येदं द्वारं नाशन मात्मनः
कामःक्रोधस्तथा लोभस्तस्मायेतत्रयं त्यजेत् ॥

શ્રીમદ્ ભગવદ્ગીતા.

શ્વાન, સુકર, આદિ નીચ યોનિરૂપ નર્કમાં જવાને કામ, ક્રોધ અને લોભ એ ત્રણે દ્વારરૂપ છે; અને તે કામાદિ મોક્ષ માર્ગમાં પ્રવૃત્ત થયલા મુમુક્ષુ પુરૂષના મોક્ષરૂપી પુરૂષાર્થનો નાશ કરે છે, માટેજ તે ત્રણે રિપુઓનો આત્મવિચારથી નાશ કરવો જોઇએ.

પ્રભાત નિદ્રામુક્ત થયો, અને મળત્યાગ કરવા નિકટ વહેતા જળપ્રવાહ સમીપ ગયો. ત્યાં સ્નાનાદિથી પરવારી યોગિનીના આશ્રમ પ્રતિ જવા નિકળ્યો.

અહા ! અફસોસ ! સદ્ અફસોસ ! કામી પ્રભાત આજે શિવ-પુજન તો ઠીક પરંતુ શિવદર્શન કરવા તરફ પણ ધ્યાન દેતો નથી. ખરેખર ! મદનરાજ, ત્હારી કૃતિ અલૌકિકજ છે.

અત્રે યોગિની દેવીએ પ્રાત:કાર્યથી નિવૃત્ત થયા પછી નિત્ય કર્મ—દેવપૂજન વગેરે વિધિ પુરઃસર કરી લીધું. નિત્ય કરતાં આજનું આન્હિક ઉતાવળીયુંજ હતું છતાં પૂર્ણતો હતુંજ. પાસેની ગોશાળા-

માંથી ગોરોચન લાવી આશ્રમને લિપ્ત કર્યો. અબધુત યોગીના વચનાનુસાર અધુના તેની અંતર દૃષ્ટી અલૌકિક રીતે ખીલી હતી. હવે ત્હેને કેટલીક સામગ્રીની જરૂર પડી. એક અતિ સુશોભિત સિંહાસન આશ્રમના મધ્ય પ્રાંતમાં ગોઠવી દીધું; અને તેની આસપાસ કેટલીક સામગ્રી ગોઠવી. તેની સન્નિધમાંજ એ મૃત્તિકા કુંભને પણ સ્થાન આપ્યું, અને તે ઉપર યોગીએ આપેલું વસ્ત્ર આચ્છાદિત કરી દીધું. પછી પોતે ઉપસ્થિત કરેલી સુવર્ણની થાળી અને વાટકી પણ મૂકયાં અને તે સાથે ચાંદીના જળપાત્ર વગેરે ભોજનને ઉપયોગી તમામ સામગ્રી મૂકી દીધી. આ શોભા ખરેખર અવર્ણનીય અને મનોહારક થઈ પડી. બીજી બાજુ કેટલીક મૃત્તિકા પાત્રમાં ફલાહારની ગોઠવણ કરી. આસન માટે એક ફાટયૂં તૂટયૂં દર્ભાસન હતું તે ઉપર મૃગચર્મ બિછાવી તૈયાર કર્યું. સર્વ તૈયાર થયું, અને પ્રભાતની વાટ જોવા લાગી. અલ્પ સમયમાંજ સ્હામેથી પ્રભાત આવતો જણાયો, એટલે અતિથિ દેવના સત્કારાર્થ પાંચેક કદમ તેને લેવા સ્હામી ગઇ. યોગ્ય શબ્દોમાં અતિથિ સત્કાર કર્યો. થોડો વખત ઉભય મૌનજ રહ્યાં. કિન્તુ પ્રભાત વધુ મૌનતા ધારી શકયો નહિ એટલે તરતજ ઉચ્ચારણ કર્યું.

"યૌવન વેલી! શું સિદ્ધાંત પર આવ્યાં? આ આશાવંત અતિથીની આશા ફલિભૂત કરશો કે નિરાશા રૂપ વિષપાન કરાવશો? મ્હને ખાત્રી છે કે શીતળ સ્વભાવ વાળો શિતરશ્મી ચંદ્ર કદી ઉષ્ણતા ગ્રહણ નહિજ કરે. ત્હમારા જેવી વચનપરાયણ મહિલા પોતાના વચનનું પ્રતિપાલન અવશ્ય કરશેજ" પ્રભાત બોલતો બંધ થયો.

અતિ ગંભિરતાથી યોગિનીએ બોલવું શરૂ કર્યું.

" અતિથી, યુવાન્, શાંતથા. આવ! પ્રથમેવ માનપાન અને પછી મનેચ્છા તૃપ્ત કર; આતિથ્ય સત્કાર માટે મ્હેં સર્વ સામગ્રી તૈયાર કરી રાખી છે. આવ! આશ્રમમાં મ્હારી પાછળ આવ." યોગિનીએ ચાલવા માંડયું. પ્રભાત ત્હેની પાછળ ગયો. પ્રભાતને સિંહાસન પર એસવા યોગિનીએ ઇશારત કરી. સામગ્રી–રચના જોતાં પ્રભાત વિસ્મય થયો. આ વૈભવ! આ અરણ્ય! આ યોગાવસ્થા! વગેરે વિચારોમાં લીન થયો. નષ્ટપ્રાય થયેલા સંસાર સુખની પુનઃ પ્રાપ્તિ માટે પોતાને અહો ધન્ય માનવા લાગ્યો. ભલે પોતે સરિતામાં તણાયો કે જેથી તે પોતે અત્રે આવી શકયો એમ માનવા લાગ્યો. કુંભ ઉપર આચ્છાદન કરેલા રત્નજડિત વસ્ત્ર ઉપર છંટકાવ કરેલા સુગંધિ પદાર્થોની પરિમલ ચોમેર પથરાઇ રહી હતી. પ્રભાતની અલ્પ ઘટિકા પરમાનંદમાં વ્યતિત થઇ. પોતાની ઇચ્છાને આધીન થનાર યોગિનીને હૃદયમાં ધન્યવાદ આપી પોતાને કૃત કૃત્ય માનવા લાગ્યો. પોતાની કેટલાએ દિવસની બલ્કે વર્ષની નષ્ટ પ્રાય થયેલી ક્ષુધા તૃપ્ત કરવાની આશાએ ભોજન કરવાને સજ્જ થયો. તેટલામાં સાનિધ્ય ત્હેની નજર પડી. તેપણ ભોજન સામગ્રીજ હતી, કિન્તુ તેનાથી વિપરીતજ હતી. આથી શંકા ઉપસ્થિત થઈ. યોગિનીને પૂછવાની ઈચ્છા થઇ, અને પૂછવા માંડયું.

" રમણિ! કોણ જાણે, અત્યારે મ્હને જગ પ્રવાહ ઉલટો કેમ જણાય છે? ભગવાન સૂર્યનારાયણના પ્રખર કિરણો આજે મ્હને શિતલતાનો ભાસ કેમ આપે છે? સમાન સત્તા ધારી બે અધિકારી છતાં તેમાંનો એક અધિકારી પોતાની સત્તાનું સામ્રાજ્ય પ્રસરાવવા ઇચ્છા ધરાવે છે. જ્યારે બીજા અધિકારીએ દાસત્વ કેમ

સ્વિકાર્યું છે? સંપૂર્ણ અધિકાર, પૂર્ણ સાધનો અને મન માન્યા વૈભવ છતાં તે સર્વનો ત્યાગ કરી કોણ અભાગી કંગાલ અવસ્થાની ઇચ્છા કરે?" પ્રભાતે મર્મમાં પૂછ્યું.

યોગિની પ્રભાતના બોલવાનો ભાવાર્થ સમજી ગઇ અને તે પણ માર્મિક ઉત્તર આપવા લાગી.

"યુવાન! ન્યાયીનાં પગરખાં વાંસે વસવું સુખકર છે પરંતુ અન્યાયીના સ્વર્ગીય વૈભવો વચ્ચે વસવું તે વિષ્ટા પ્રાશનથી પણ વિકટ છે. સંસાર અને વૈરાગ્ય ઉભય નિરાળાંજ છે. વૈરાગ્ય, આ સંસારના નાશવંત અને અલ્પ સુખ આપનારા વૈભવોને અન્યાયી સમજે છે, અને ભલે તે વૈભવો સ્વર્ગીય સુખ આપનારા હોય, પરંતુ વૈરાગ્યને તે વિષ્ટાથી પણ વિકળ છે. તેને તો આ પર્ણકુટી ઇંદ્રપુરીમાંના મહાન્ પ્રાસાદની ગરજ સારે છે, ગિરી અને ગહ્વરો તથા વૃક્ષ તેના વૈભવ રૂપ છે, વલ્કલ એજ તેનાં વસ્ત્રો છે, અને આ વનનાં ફળો મિષ્ટ ભોજન સમાન છે. રાત્રિ અને દિવસ, વ્યોમ અને અવનિ, પાવક અને પાણી વગેરેમાં સ્હામ સ્હામે ઉલટીજ વલણ હોય તેમાં કાંઇ નવાઇ નથી. વિલાસી! આ વૈભવ સામગ્રી ત્હારા જેવા ભોગી, કામાગ્નિથી પ્રજળતા, અને સંસારની અનેકાનેક ભોગ વિલાસની ઇચ્છાઓવાળા સંસારીને માટેજ છે; અને આ કંગાલ જણાતી સામગ્રી સંસાર વાસનાને હળાહળ વિષરૂપ માની, તેનાથી સદૈવ વિરક્ત રહેવા ચ્હાતા જીવાત્મા માટે છે, માટે હવે શંકાને દૂર કરી ભોજનની તૈયારી કરો." યોગિનીએ ભોજન કરવા જણાવ્યું.

"તે કેમ બને? હું વૈભવોમાં મગ્ન થાઉં અને ત્હમે સ્મશાનની

રાખોડીમાં આળોટો તે પ્રેમની રીત નજ કહેવાય." પ્રભાતે પ્રેમ ધર્મ જણાવ્યો.

યોગિનીને 'પ્રેમ' શબ્દ ઘણોજ દુઃખકર લાગ્યો, પરંતુ પોતે હાલતો સહન કર્યો. પ્રેમ શબ્દના ખંડનની ઇચ્છાથી અને ઉપજેલી શંકાનું સમાધાન કરવા માટે બીજી વલણ પકડી.

"યુવાન! તું પ્રેમ પતંગ છે, પ્રેમમાં આંધળો છે ખરો, છતાં પ્રેમના સ્થાનની ત્હને ગતિ નથી અને તેથીજ તું 'પ્રેમ' શબ્દનો દુરૂપયોગ કરે છે. ત્હને કયાં ખબર છે કે તું અહિંયા અતિથિરૂપજ છે. આપણા બન્ને વચ્ચે પ્રેમ–પદ્ધી પ્રાપ્ત નહિ થવા છતાં તું તને પ્રાપ્ત થઇ છે, એમ ભલે માની બેસ; પરંતુ મ્હેંતો ત્હને અતિથી-નીજ પદ્ધી આપી છે. અત્યારસુધી તેજ આધારે મ્હેં વર્તન કર્યું છે, અને છેકસુધી વર્તન કરવાનો નિશ્ચય કર્યો છે. અતિથિરાજ! આજ કેટલોક સમય થયાં આ સંસારથી હું વિરક્ત છું, અને તેથીજ સંસારનો અનુભવ મ્હને વિસ્મરણ થયો છે; વળી તેથીજ તે વૈભવો પથ્ય નહિ થાય તેની મ્હને ખાત્રી છે, અને તેમ હોવાથીજ મ્હને રૂચે તેવી સામગ્રી મ્હારે માટે તૈયાર કરી છે. તમારે માટે તૈયાર કરેલી સામગ્રીથી મ્હને જેટલો સંતોષ થશે તેથી સોગણો બલ્કે હજાર-ગણો સંતોષ આ સામગ્રીથી થશે; માટે આપજ હવે ભોજનની તૈયારી કરો." યોગિની બોલી રહી.

'આવા ચંપક સુમન જેવા દેહને ત્હારા વિના કોણ કરમાવી દે' વગેરે શબ્દોથી પ્રભાતે પુનઃ પ્રયત્ન કર્યો છતાં યોગિની એ વાતનો સ્વિકાર નહિજ કરે તેવી પોતાને ખાત્રી થઇ, તેમજ તેને પથ્ય પણ નહિ થાય, અને જેમ જેમ તેના અનુભવમાં આવશે તેમ તેમ આપો આપ

તે તરફ દોરાશે—વગેરે વિચારોથી પોતાના મનનું સમાધાન કરી ભોજન કરવાની તૈયારી કરી. પ્રભાતે ઘટ ઉપર પોતાનો હાથ મૂકયો અને ઉપર આચ્છાદિત કરેલા વસ્ત્રને ધીમેથી ખસેડી નાંખ્યું. એકાએક ઘટમાંથી દુર્ગંધ નિકળી ચોમેર પ્રસરી ગઇ. એકદમ તેની અંદર દષ્ટી કરી, અને અંદર ભરેલા પદાર્થને જોતાંજ બ્હેબાકળો બન્યો. તેટલામાં મક્ષિકાઓએ પણ બણબણાટ કરી મૂકયો, અને અસંખ્ય મક્ષિકાઓ એકઠી થઇ. પ્રભાતને બકારી આવી. થોડીવાર ગમગીની પસાર થઇ. પાછો સચેત થયો, અને યોગિની તરફ કટાક્ષ કર્યો. મૃત્તિકા કુંભની અંદર જોયેલા પદાર્થથી યોગિની ઉપર તિરસ્કાર ઉપજ્યો, અને પ્રેમરહિત શબ્દે બોલ્યો.

"યોગિની! આપ ધર્મચાહક, સદ્ગુણસંપન્ન અને જ્ઞાની છતાં અજબ વાત છે કે ઉચ્ચ હિંદુ કોમને નહિ છાજે તેવાં અને કંપારી છુટે એવાં પ્રાણીઓના માંસના ટુકડા, તેમજ હાડકા, રક્ત અને શ્લેષ્માદિ ભ્રષ્ટ પદાર્થોથી ભરેલા મલિન મૃતિકા કુંભને આટલું અનુપમ જતન કરી આ પવિત્ર આશ્રમમાં મૂકયો છે? તેવાજ પદાર્થ શણગારવામાં ત્હમારૂં મન આટલું બધું કેમ રૂચ્યું? ત્હમારી વૈરાગ્ય વૃત્તિએ આ કાર્ય કેમ કબૂલ્યું? ખાળ અને ખાબોચિયામાં વહેવા લાયક મલિન પદાર્થો માટે શું આ સ્થાન? મ્હને લાગે છે કે આ કાર્ય કરવામાં ત્હમે ત્હમારા ડહાપણનો ગેર ઉપયોગજ કર્યો છે." પ્રભાત બોલતો બંધ થયો. હવે યોગિનીએ બોલવાની શરૂઆત કરી.

"યુવાન! અરે ઓ યુવાનીના ત્હોરમાં મસ્ત બનેલા નાલાયક યુવાન! ત્હારા શબ્દો ખરેખર અક્ષરે અક્ષર સત્ય છે. મ્હેં મ્હારૂં ડહાપણ ખરેખર ગુમાવ્યું છે, અને તે સાથે મ્હારૂં સર્વસ્વ પણ

ગુમાવ્યું છે. હશે ! મ્હેંતો મ્હારૂં ડહાપણ ગુમાવ્યું, મૂર્ખ બની, પરંતુ ઓ મૂઢ, કામાંધ, નરપિશાચ બની ત્હારૂં પોતીકું ડહાપણ ગુમાવવા તું કાં તૈયાર થયો છે ? હૃદય છતાં જડતા કેમ ધરી બેઠો છે ? શું એ ત્હારી મૂર્ખતા નથી ? આ મનુષ્ય દેહરૂપ રત્નને પાષાણ કહી નિરર્થક સમજી ઉકરડે શામાટે નાંખે છે ? અરેરે ! આવ્યો દાવ શીદને ગુમાવે છે ! ત્હારી મૂર્ખતા ચોકખી જણાઇ આવે છે, છતાં મ્હને મૂર્ખ કાં કહે છે ! જરા દીર્ઘ દ્રષ્ટી કરીતો જો. આ શરીરરૂપ મૃતિકા કુંભ ઉપર આ સુંદર મનોહર ત્વચારૂપ વસ્ત્ર તરફ નજર કર. તે મોહક વસ્તુને અભિપ્રાયાર્થ ત્હારા અંતરાત્માને સુપ્રત કર."

સુંદર રત્ન જડિત વસ્ત્રને ઉંચકી દુર્ગંધ પદાર્થ તેના શરીરે લિપ્ત કરવા માંડયું. પ્રભાતે એ જોયું અને તુર્તજ વસ્ત્રને તરછોડી તિરસ્કારયુક્ત શબ્દે બોલ્યો.

"અરે ! આ ત્હમે શું કરો છો ? આ મલિન પદાર્થથી ખરડાયેલા વસ્ત્રથી મ્હારૂં અંગ કાં ખરડો છો ?" પ્રભાતે વસ્ત્ર ફેંકી દીધું.

આ જોઈ વૈરાગ્ય વૃત્તિવાળી યોગિની બોલી.

"ફેંકી દીધું ? અરે રૂપાળું મનોહર છતાં એક જરાકજ મલિન પદાર્થ લાગવાથી ત્હેં ત્હેને ફેંકી દીધું ? તો ઓ મૂઢ, જે જરાતો શું પરંતુ સંપૂર્ણ ખરડાયેલું છે—ઝબોળાયલું છે એવું વસ્ત્ર ત્હારી દ્રષ્ટીગોચર થતાં તું તેને કેમ અડીશ ? સમજ આ કાયા તેજ ઘટ છે, અને આ ઘટમાં, માંસ, હાડકાં, રક્ત, ત્વચા, લાળ, શ્લેષ્મ વગેરે ભરપૂર છે, તેમ આ શરીર ઘટ પણ છે. આજ મુખ જેને ચંદ્રની ઉપમા અપાય છે તેજ મુખની અંદર લાળ અને શ્લેષ્માદિ

દુર્ગંધ યુક્ત પદાર્થો ભરેલા છે; આ સ્તન-જેને કનક કલશની ઉપમા અપાયલી છે તેજ માંસની ગ્રંથિઓ છે, આ જંઘાઓ જેને હારિતરાજની સૂંઢની સ્પર્ધા કરાવી છે, પરંતુ તે તેવાજ ખરાબ-મલિન પદાર્થમાં રચીપચી રહેલી છે. સમજ, કારીગરની સફાઇ તેમ ત્હેની ચતુરાઈ છે; જેમ આ વસ્ત્ર મલિન પદાર્થથી ખરડાયલું હોવાથી ત્હને જોવું પણ ગમતું નથી, તેવુંજ આ માટીનું પૂતળું ઉપરથી દેખાય છે પણ અંદરથી એવુંજ છે; માટે જેના પર તું મોહ પામ્યો છે, જેનાથી લક્ષચોર્યાશી જન્મમરણનો ફેરો ત્હેં સ્વિકાર્યો છે, તે લે !-ઉતારી લે, હું ત્હને તે આપું છું. વિષ્ટાના કીડા, વિષ્ટામાં મ્હાલી તૃપ્ત થા, શાંત થા."

ઉક્ત શબ્દોએ પ્રભાતનાં રોમ ખડાં કર્યાં, તેને રોમાંચ થયો, ત્હેને પોતાનાં કરતુકો નજરો નજર ખડાં થયાં, અને એક કારમી ચીસ પાડી પ્રભાત ધરાપર પછડાયો. પડયો ખરો છતાં તરતજ સચેત થયો, અને પવિત્ર, ઈશ્વર સ્વરૂપ યોગિનીનાં ચર્ણને સ્પર્શ કરી વારંવાર ચુંબન કરી પોતાને અહો ધન્ય માનવા લાગ્યો. પુનઃપુનઃ સાષ્ટાંગ પ્રણામ કરવા માંડ્યા. પોતાના અઘોર કર્મનું પ્રાયશ્ચિત કરવા લાગ્યો-ક્ષમા યાચવા લાગ્યો. ચક્ષુમાંથી ઓધાર અશ્રુધારા વ્હેવા લાગી અને ગદ્‌ગદ્ કંઠે બોલ્યો.

"ઈશ્વરાવતાર, મહામાયા, તરણ તારણ, અઘનિવારણ યોગેશ્વરી ભગવતી, મ્હને ડુબતાંને ત્હેં પાર ઉતાર્યો છે. મ્હારુ અપરાધ ક્ષંતવ્ય, બસ, આજથીજ યોગરૂપી અમૃતનું પ્રેમે પાન કરી સંસાર રૂપી હળાહળ વિષનો ત્યાગ કરૂં છું; આ અધમાધમ શિષ્ય ઉપર અનુગ્રહ કરી ગુરૂમંત્ર આપવા કૃપાવંત થશો."

# દશમ પરિચ્છેદ.

* नास्ति कामसमो व्याधिर्नास्ति मोहसमो रिपुः
नास्ति क्रोधसमो वन्हिर्नास्ति ज्ञानात्परंसुखम् ॥

કામ જેવો બીજો વ્યાધિ નથી, મોહ જેવો અન્ય ઘાતક રિપુ નથી, ક્રોધ જેવો બલવાન બીજો અગ્નિ નથી અને જ્ઞાન કરતાં અધિક સુખકર બીજું કાંઇજ નથી.

પ્રભાતની વૃત્તિ હવે પૂર્ણ ભયને પામી, હૃદયમાં અનેકાનેક તર્ક વિતર્ક થવા લાગ્યા; યોગનીના અમૃતમય બોલો એક પછી એક સ્મરણમાં આવવા લાગ્યા; તેની પ્રત્યેનું અઘટિત ભાષણ અને સ્પર્શનો હેને પૂરો પસ્તાવો થવા લાગ્યો. સંસારની પ્રીતિનો ત્યાગ કરવા ચિત્તને બોધ આપવા માંડયો. " હે ચિત્ત! નિરન્તર દુઃખ દેનાર આ ઇંદ્રિય સુખરૂપ વનમાંથી પાછું ફર, તથા શ્રેયના માર્ગરૂપ અને અશેષ દુઃખને શાંન્તિ કરવામાં શાન્ત ભાવનો એક ક્ષણ અંગિકાર કર, જળ તરંગ જેવી ચપળ બુદ્ધિના ખ્યાલો વિસાર, ક્ષણ ભંગુર સંસારની પ્રીતિનો ત્યાગ કરી પ્રસન્ન થા. મોહને તજી દે; અને જેના જટાકલાપમાં અર્દ્ધ–ચંદ્ર વિરાજી રહ્યો છે, એવા શ્રેયસ્કર ભોળા શિવમાં પ્રીતિ કર, કારણકે આ સંસાર તરંગ પરપોટા, વિદ્યુલ્લતા અને નદીના વેગ જેવો ક્ષણભંગુર છે. કાલે શું થશે હેની કોને માલમ છે? માટે હે મન, હજુપણ ચેત, સંસારના અનિત્ય અને મિથ્યા મોહને

---

* એક ગ્રંથ.

છોડી દે; શંકર સ્તવનમાં ચિત્ત જોડી દે; તેજ તેજ ત્હને યમ કિંકરના મુદ્દગલના મારથી બચાવશે."

"પ્રભાત પૂર્ણ વૈરાગ્ય વૃત્તિને પામ્યો; સંસારની મોહ જાળમાંથી બચવાનો ત્હેણે સાચો માર્ગ પકડયો."

"પ્રભાત! સંસાર તરફ તિરસ્કાર ભરી નજરે ભલે જો, પરંતુ સંસાર એટલો બધો દોષિત નથી. સંસારનો મહિમા અલૌકિક અને અતિ ગૂઢ છે. ત્હારા જન્મનું સાર્થક નિરર્થક કરવા સંસારનું ગજું નથી. સંસાર અવનવા અનુભવોનો ભંડાર છે. કલ્યાણના દ્વારને શોધી કહાડવાને માટે તે ઉપાય રહિત નથી; કેમકે વિશ્વપતિ શ્રીકૃષ્ણ સરખા પણ સંસારમાં રહીનેજ યોગી કહેવાયા છે. મોક્ષ સંસારને તિરસ્કારતો નથી. સંસારને દોષિત કર્યાં પહેલાં હે પ્રભાત, પ્રથમેવ તેનું રહસ્ય જાણતાં શીખ; ત્હેની કિમ્મત સમજ, અને પછી તું ત્હારી મરજી મુજબ વર્તન કર. સંસાર ત્યાગી થવા કરતાં સંસાર યોગી થા. મનરૂપી મર્કટને સંસારમાં રહેવા છતાં—ગમે તેમ નહિ નાચવા દેતાં, ત્હેને સંયમમાં રાખ. જળ કમળવત્ વર્તી, જે ઠેકાણે—જેવી હાલતે તું હોય, ત્હેમાંજ સંતોષ અને આનંદ માન. પ્રથમ ત્હારા આર્ય શાસ્ત્રની આજ્ઞાને અંગિકાર. સદ્વર્તન કર. પરિબ્રહ્મની પવિત્ર મૂર્ત્તિ હૃદયમાં ધર; ધર્મનું પ્રતિપાલન કર; તો ત્હારૂં કાર્ય શામાટે સિદ્ધ નહિ થાય? યોગ તું કોને કહે છે? શું સંસાર ત્યાગ કર્યો એટલે યોગીપણું આવી ગયું? તેમ માનનાર મનુષ્ય ભૂલ કરે છે, કેમકે જ્યાંસુધી અંતર મલિન છે ત્યાંસુધી જેમ અજની જટા, મત્સ્યનું સ્નાન, અને બગનું ધ્યાન નિરર્થક છે, તેમ તે યોગપણુ ફોકટજ છે. મહાત્મા મનુએ બોધ કરેલા યોગ ધર્મનું મનન કર અને પછીજ યોગી થવાની

લાલચમાં લુપ્ત થા."

વળી પાછું પ્રભાતની યાચનાને સહર્ષ સ્વિકારતાં યોગિનીએ બોલવું અવલંબાવ્યું.

"યુવાન! ત્હારી અધમ મનોવૃત્તિનું ત્હને ભાન થયું, અને ત્હને પશ્ચાત્તાપ થવા લાગ્યો, એજ ત્હારા દુષ્કૃત્યનું પ્રાયશ્ચિત છે. જે અમૃતનું ત્હેં પાન કર્યું છે, ત્હેને ત્હારી રગે રગમાં પ્રેરજે–પ્રસરાવજે; એજ મ્હારો ત્હને ઉપદેશ છે. વળી વિશેષમાં એટલું સ્મર્ણમાં રાખજે કે મન ચંચળ છે, ત્હેને કાબુમાં રાખજે, તેનો દોરવાયો દોરવાઈશ નહિ. મનરૂપી પાણીના પ્રવાહને જે રસ્તે પ્રેરીશ તે રસ્તે પ્રેરાશે, પરંતુ પ્રેરતાં પ્રથમ પૂર્ણ વિચાર કરજે. ખરાબ માર્ગે પ્રેરાયલું મન કીચડ અને દુર્ગંધિત પદાર્થોમાં રગદોળશે, અને સન્માર્ગે પ્રેરાયલું મન સ્વર્ગનાં સુખ–હિંડોળે હિંચાવશે. વળી વધારામાં એટલું પણ સ્મર્ણમાં રાખજે કે આ કાયાને જાદુગરની માયાનો કાચો કુંભ અને આયુષ્યને કાચા સુત્રનો તાર સમજજે. અણધાર્યો ઘટ ફુટી જશે. કાચું સૂત્ર અણચિંતવ્યું ત્રુટી જશે. વીશ્વાસે લેવાઇશ તો મનની મનમાં રહી જશે, ધાર્યું ધુળ મળશે; કમાઈ કરતાં ખોટ ખમવી પડશે; માટે હવેથી જાણી બુજીને ભુલમાં અટવાઇશ નહી. છતી આંખે અંધ બની દુરાચરણ કરીશ નહી. હવે તો ઇશ્વર સ્મરણ રૂપ સત્ય માર્ગનું અવલંબન કરી અક્ષય સુખની સાધના કરજે. પ્રભુ ત્હારૂં કલ્યાણ કરો."

યોગીની સ્નાન કરવા જળાશય ઉપર ગઇ. પ્રભાત વીચાર–વમળમાં ગરક થયો. મોહ–પાપવૃત્તીનો નાશ થયો.

"All's well that ends well."

**कुद्धन्तं न प्रतिक्रुध्ये दाकृष्टः कुशलं वदेत् ।**
**सप्त द्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥**

એક ગ્રંથ.

કોઈ ક્રોધ કરે તોપણ હેની સ્હામે ક્રોધ કરવો નહિ; કોઇ નિંદા કરે તોપણ હેની નિંદા નહિ કરતાં કુશલ વાણી વદવી, તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન અને બુદ્ધિ એ સાત ઇંદ્રિયોના વિષય સંબંધી વાતચિત કદી કરવી નહિ, કિન્તુ પરબ્રહ્મ સંબંધીજ વિચાર કર્યા કરવો, તથા અસત્ય ભાષણ કરવું નહિ, તેજ યોગ અને તેથીજ સંસારમાં રહી ખુશીથી હેનું પ્રતિપાદન કરી શકાય છે. પછી તો સંસારનો ત્યાગ કર, કિંવા સંસારનો સંયોગ કર તે ત્હારી મરજી ઉપરજ છે.

ભલે તું અત્યારે ત્હારી વૈરાગ્ય વૃત્તિથી સંસાર ત્યાગી થયો, તું પોતાને ખરો યોગીજ સમજી બેઠો હોઇશ પરંતુ હું કાંઇ ત્હને ખરો યોગી તો નહિજ કહું; કેમકે મુખ્ય યોગી તો બ્રાહ્મણ થયલો દણ્ડી–સન્યાસી છે અને તું ત્હેવા સંસ્કાર રહિત છે. જ્યારે તું સંસ્કારી થઇ દંડી બનીશ અને તેના નિયમોનું પાલન કરીશ ત્યહા-રેજ તે ઉપમાને યોગ્ય લેખાઇશ.

કામ વાસનાની તૃપ્તિ અર્થે સહાયભૂત થનાર વામ કર પ્રતી પ્રભાતની દૃષ્ટી પડી અને તે તરફ તિરસ્કાર ઉપજ્યો. એ ભ્રષ્ટ અને કલંકિત અવયવનો નાશ કરવા નિશ્ચય કર્યો. આસપાસ નજર કરતાં ખુણામાં પડેલી એક કુહાડી જોઇ પોતે તે તરફ ધસ્યો અને તેને જમણા હાથમાં લઇ દ્રવિત હૃદયે બોલ્યો.

"ઓ નિર્દય હથિયાર! તું જડ છે, ત્હારી દૃષ્ટી ન્યાયમય છે, ત્હને પક્ષાપક્ષ પ્રિય નથી. પારકું અને પોતાનું ત્હને સમાન છે, ત્હારાથી હું યોગ્ય ન્યાય મેળવી શકીશ એની મને ખાત્રી છે. મ્હારા અપરાધની પૂરતી શિક્ષા મ્હને કર એટલીજ ત્હારા પ્રતી મ્હારી નમ્ર યાચના છે."

કહેતાંજ કુહાડીનો અતિ જોસ પૂર્ણ ઘા વામ કરના કાંડા ઉપર માર્યો. તીક્ષ્ણ હથિયારે પોતાનું કાતિલ કામ કર્યું. ડાબા હાથનું કાંડું જુદું થઇ ગયું. રક્તની ધારા જોસબંધ ચાલુ થઇ, આખું આશ્રમ રક્તથી ખરડાઇ ગયું. હવે પ્રભાતને શાંતિ વળી. કર છેદનથી પીડાનો પાર ન રહ્યો છતાં હાલ દુઃખ સહન કર્યું. ત્યાંથી બહાર નીકળ્યો. વીરેશ્વર ભોળાના ભાવથી દર્શન કરી લજ્જીત હૃદયે પૂર્વ ભણી શ્રી ભૂવનેશ્વરના સ્થાન પ્રતિ ચાલ્યો.

યોગિની પણ સ્નાન કરી પવિત્ર થઇ આવ્યાં કે તરતંજ ત્હેમને આશ્રમમાં રક્ત અને રક્ત પૂર્ણ હસ્તનું કાંડું દૃષ્ટીગોચર થયું. તરતજ કારણ સમજી ગઇ અને "પ્રભાત ચંદ્ર" ના પસ્તાવાની નિશાની રૂપ કરના છેદનથી "પ્રભાતચંદ્ર"ની થયેલી નિર્મળ વૃત્તિથી પોતાને કૃતાર્થ માની, ત્હેનું અંતરમાં કલ્યાણ ઇચ્છી, આશ્રમ પુનઃ સ્વચ્છ કર્યો અને ત્યાંજ નિવાસ કર્યો.

Good does never become ill.

M. J.

———

# એકાદશ પરિચ્છેદ.

## "પ્રભાતચંદ્ર" ભુવનેશ્વરમાં.

**यद्येता मदनेषवो मृगदशश्चेतः कुरंगारयो**
**धीराणा मपिनो भवे खलाः संसार मायापुरे**
**कोनामामृत सागरेन रमते धीरस्तदा निर्मले**
**पूर्णानन्द महोर्मि रम्यनिकरे रागादिक्रोज्झिते.**

એક ગ્રંથ.

આ સંસારરૂપી માયાપુરીમાં (ગંધર્વનગરીમાં) ડાહ્યા માણસોનાં મનરૂપી હરણોને હણવાને માટે સ્ત્રીઓ રૂપી કામનાં બાણો, જો નહોત તો પછી રાગ–દ્વેષ રૂપી મગર મચ્છોથી રહિત પૂર્ણાનંદરૂપી મોટી મોટી ઉર્મિઓના સમુદાયોથી સુંદર એવા નિર્મળ અમૃત સાગરમાં કયો ધીર પુરૂષ વિહાર ન કરત? અર્થાત સૌ કરતજ.

"જ્યારે હૃદયરૂપ ઘાસના ઘરમાં કામરૂપ અગ્નિ પ્રદિપ્ત થાય છે ત્યારે પંડિત પણ યોગ્યાયોગ્યનો વિચાર કરતો નથી;" તો ઓ પ્રભાતચંદ્ર! તારા હૃદયરૂપ ઘાસના ઘરમાં કામરૂપ અગ્નિ પ્રદિપ્ત થયો તોપછી તારૂં શું ગજું? કામદેવના ઉગ્ર તાપમાંથી જો તું બચવા પામ્યો હોત તોપછી તને સંતાપ શાનો હતો?

"કામ એ આ ક્ષણભંગુર માટીના પુતળાનો ષડ્રિપુઓ માંહેનો એક વડો અગ્નિરૂપ સરદાર છે; તે પોતાનું સામ્રાજ્ય ચલાવવામાં

એવો તો નિપુણ છે કે ગમે તેવી અડગ વૃત્તિવાળો વ્યક્તિ તેને વશ થયા વિના રહેતોજ નથી. તેના ઉગ્ર તાપમાંથી બચવા પામતોજ નથી, અને પામે છે તો તે વ્યક્તિને સ્વર્ગપણ દૂર નથીજ."

મોક્ષની ઇચ્છા રાખનાર મુમુક્ષે પ્રથમેવ તે અરિના પ્રબળને જીતવાની આવશ્યકતા છે.

અગ્નિ નારાયણના તાપની પ્રબળતાની વિટંબણા કરતાં કામાગ્નિની પ્રબળતાની વિટંબણા સરસાઇ ભોગવે છે. કારણકે વન્હિ દેવ તો માત્ર આ પંચ મહાભુતના પુતળાનોજ ભક્ષ કરે છે અને તે માત્ર, તે દેવના પરિચયમાં આવ્યા પછીજ; કિન્તુ આ દેવ તો જેમ બને તેમ જીવને પોતાના પરિચયમાં લાવવા અનેકાનેક પ્રયત્નો કરે છે અને છેવટે તેના પાસમાં ફસાતાં પંચમાહાભુતમાં રહેલા સાક્ષીભુત આત્માનું ઉચ્છેન કરવામાં પણ કચાશ રાખતો નથી. વળી શ્રી વન્હિ દેવ મલિનતાને શુદ્ધ કરે છે ત્યારે તે દેવ મલિનતાનો ઉમેરો કરે છે, જ્યારે આ દેવ મોક્ષદાયક છે ત્યારે તે નર્કનો કુપ છે. જીવાત્માના સેંકડો બલકે અધિક વર્ષના સત્કર્મનું સત્યાનાશ એક પળમાં કરી નાંખે છે.

" ઓ કામદેવ ! તને સત્કોટી નમસ્કાર- તારી પ્રબળ સત્તા આગળ લાચાર. દેવ ! આ વ્યક્તિપર દયા રાખજે, તારી કટાક્ષ નજર નાંખીશ નહિ. ભલા, હું તને પુછીશ કે ઓ દેવ ! કોઇનું બુરૂં કરવામાં તારો શું સ્વાર્થ સમાએલો છે ?

ગમે તે હો, તારૂં બળ અપાર હો, તું ગમે તેવો સમર્થ હો કિન્તુ સદૈવ શું તે સત્તા તને વરી ચુકી છે ? નહિજ. આજ પૂર્ણપણે

ખીલેલું પુષ્પ કાળ ખરશે– કરમાશે અને અંતે તેનો નાશ પણ થશેજ. ઉદય પછી અસ્ત, ચઢતી પછી ઉતરતી, રાત્રી પછી દિવસ એમ અનુક્રમે નિયમાનુસાર થયાં કરવું તે કુદરતી નિયમ છે. શું તારી પ્રબળતાનું ઉચ્છેદન કરનાર હજુ તને કોઇ મળ્યું નથી? શું શ્રી કૃષ્ણચંદ્ર તનેજ સાહાયભુત સોળ સહસ્ત્ર કામિનીઓમાં જળ કમળવત્ રહી તને લાચાર નથી કર્યો? માહાત્મા રઘુપતિએ એક પત્નિવ્રત પાળી તારી બાજી શું ધૂળમાં નથી રોળી? ધર્માવતાર શ્રી ધર્મરાજે શું તને નિચું નથી જોવડાવ્યું? હજુપણ મલકાઇશ નહિ. **“बहु-रत्ना वसुंधरा”** મને ખાત્રી છે કે તારો રિપુ એક નહિ પરંતુ અપાર રિપુઓ આ અવનીમાં હયાતી ભોગવે છે.

અત્યારે બિચારા “પ્રભાતચંદ્ર”પર તું તારી સત્તા ચલાવી મગ્ન થાય તેમાં નવાઇ નથી. પરંતુ તેમાં તારૂં પ્રાક્રમ માનીશ નહિ તેતો પ્રભાતના ભાવિની વડાઇ! તેને તેમ ભાવતું હશે અને તેની ભોળાશમાં તું ફાવી ગયો છે.”

પ્રિય વાચક ગણ! તને ખબર હોવી જોઇએ કે ગત પ્રકરણમાં “પ્રભાતચંદ્ર” શ્રી વિરેશ્વર સ્થાનમાં એક યોગીની ઉપર મોહાંધ થયો હતો, કામદેવે બિચારાને પુરેપુરો સપડાવ્યો હતો, ખરેખર બિચારો કેવો કમનસીબ! ષડ્રિપુઓની કેટલી પ્રબળતા!

હે મનુષ્ય! આ સંસાર સાગરથી બચવા ચાહતો હો, લક્ષ ચોરાશી જન્મ મરણના ફેરાથી મુક્ત થવા માગતો હો તો પ્રથમેવ અહંતા મમતાનો ત્યાગ કર. મનની ચંચળતાના વેગને કાબુમાં ધરી ઇન્દ્રિય નિમગ્ન થા. કામ, ક્રોધાદિ ષડ્રિપુઓના પ્રપંચોથી ચેતન થા.

સુખથી મલકા નહિ—દુઃખથી વિમાસીશ નહિ કેમકે સુખ દુઃખ એ આપણુ મનુષ્ય જાતિને માટે નિયત છે. પૂર્વ જન્મના પ્રારબ્ધ યોગે તને પ્રાપ્ત થએલા વૈભવો—વસવાટ કરવાના પ્રાસાદો આનંદ માણુવા અનેકાનેક સુખ સાધનો વગેરેથી ગર્વ કરીશ નહિ, યોગાનુસાર વર્તી અગમ નિગમતાનો વિચાર કરી ઇશ્વર કૃપા પ્રસાદિનો સદ્ઉપયોગ કરજે. દેહ નાશવંત છે—લક્ષ્મી ચંચળ છે, સમય સદૈવ સાનુકુળ હોય તેમ નથી. આજનો સમય મનોહારક વિણાના મૃદુ શબ્દો સાંભળવાનો છે. કાળનો સમય હાય હાય જેવું ભયાનક રૂદન સાંભળવાનો નહિ થશે તેની શું ખાત્રી? માટે ચેતીને ચાલજે. સદ્વર્તન, પ્રભુભક્તિમાં સદા મન પોજે. તેજ તેજ યમકિંકરના મુદ્ગલ મારમાંથી બચાવનાર મોક્ષનાં દ્વારને દર્શાવનાર માનજે.

દરેક ભુલને પાત્ર છે, ભૂલથી બચવાને કોઇકિજ સમર્થ છે. પ્રભાતચંદ્ર! તેં મોટામાં મોટી ભુલ તો કરીજ, પરંતુ તેથી તું તે ભુલથી બચવાને સાધન રહિત છે તેવું કંઇ નથી. પવિત્ર માહાત્મા યોગીનીનાં વચનામૃતનો સ્વાદ તને યાદ તો હશેજ. હાલ કામદેવ ભલે તારા ઉપર ફાવી ગયા પરંતુ હવે ભુલ્યા ત્યાંથી ફેર ગણી, હવે તે દેવથી અનુભવાયા પછી પુનઃ ભૂલ ખાઇશ નહિ, તેના તેજમાં અંજાઇશ નહિ, તેની સત્તાથી હિમ્મત હારીશ નહિ તે રિપુને હાંકી કાહાડવાને સદૈવ ઉપર કહ્યું તેમ મનને કાબુમાં રાખજે તેનો સંહાર કરવા સદાચાર હથિઆરને ધારણ કરજે. અસ્તુ.

" આહા! જેના હૃદયમાં સદાચાર રૂપી નિર્મળ સરિતાનો પ્રવાહ
" છે, જેના મનોરાજ્ય ઉપર સાક્ષાત ધર્મ દેવની પ્રબળ સત્તા છે,
" જેની રગેરગમાં વેદ અને શ્રીમદ્ ભાગવત્ જેવા આર્યશાસ્ત્રોનું સ્ફુ-

"રણુ છે ત્યાં તે વ્યક્તિનો કોણ વાંકો વાળ કરી શકે તેમ છે?

પ્રાતઃકાળનો સાતએક વાગ્યાનો નીકળેલો પ્રભાતચંદ્ર સાયંકાળ થતાં શ્રી ભુવનેશ્વર પ્રભુના સ્થાનમાં આવી પહોંચ્યો. અહી આવી ત્યાંના એક વૃક્ષ નીચે થોભ્યો, વિચારમાં લીન થયો. વિરામ સ્થાન કયાં નક્કી કરવું તે વિષે અમુઝાયો. જોકે અત્રેની કેટલીક ખાલી પડેલી ધર્મશાળાની કોટડીઓ હતી, કિન્તુ ત્યાં રહેવું તેને ઠીક લાગ્યું નહી. આ સ્થાનથી પશ્ચિમ દિશામાં આવેલા વિશાળ સરવર તટે કોઇ વૃક્ષ તળે નિવાસ કરવો પોતે ઠીક માની તે તરફનો માર્ગ માપ્યો.

સરવર પર આવતાં તેને આ સ્થળની રચના કોઇ અલૌકિક લાગી, અત્રેની સુંદરતાએ તેનું મન હરી લીધું. વળી રમણિયતાએ તો તેને વિચારમાં ગુમ કરી નાંખ્યો. તટપર ફાલી રહેલા ચંદન વૃક્ષ વગેરેની પરિમલમાં પોતે લીન થયો. અંતિમ મધ્ય દિલે એક વિશાળ વડ વૃક્ષ નીચે પોતે આશ્રમ નક્કી કર્યો. દર્ભાસન નાંખ્યું. પોતાની પાસેની ઝોળી નીચે લટકતી વડવાઇ સાથે બાંધી. બાદ ઝોળીમાંથી તુંબી કહાડી જળપાન કરવા તટપર ગયો. ત્યાંથી તુંબી પાત્રાધારે જળપાન કરી તૃપ્ત થયો. બાદ તુંબીમાં જળ ભરી પોતાના આશ્રમ વૃક્ષ તરફ સિધાવ્યો. આખા દિવસના પરિશ્રમથી કંટાળેલો પ્રભાત લોથ થઇ ગયો; વળી તેમાં છેદન કરેલા કરની પીડાએ તો હદજ કરી છે. હાલતો તે દુઃખના નિવારણનું પ્રભુ સ્મરણ રૂપ ઔષધનું સેવન કરે છે. શ્રી વિશ્વનાયક પરબ્રહ્મના નામને વળગી અસહ્ય થતી વેદનાનું શમન કરે છે.

કેટલોક સમય ઇશ્વર સ્મરણમાં ગુજાર્યો, તેટલાં રજની દેવીની

છાયા વિશ્વમાં પૂર્ણપણે આવર્ણાઇ, અર્થાત ઘોર અંધારૂં થઇ ગયું. પ્રભાતપર દેવી નિદ્રાએ અનુગ્રહ કર્યો બિચારાને પોતાની સોડમાં દિલાસો આપ્યો.

પ્રભાતે એકાદ પ્રહર નિદ્રા લીધી ત્યાંતો પોતે પાછો સચેત થયો. કરની પીડાના પ્રભાવે આ વખતે તો હદ કરી અંતે પોતે ધૈર્ય ધરી શકયો નહિ. પોતે હૈયાફાટ રડવા લાગ્યો—ચોધાર અશ્રુ સારવા લાગ્યો. થોડીવાર પછી પોતે આપો આપ શાંત થયો. પોતે કયાં ? શું સ્થીતિમાં ? કઇ ધારણાએ છે ? તેનું સ્મરણ કરી પોતાને થતી પીડાનું શમન કર્યું; એક ઘટિકા તો શું પરંતુ એક પળ પણ પોતાની અમુલ્ય છે લેખી શ્રી અખિલ પતિના ગુણાનુંગાન ગાવા લાગ્યો—તે પીતાનો જાપ જપવો ચાલુ કર્યો. પોતાનું મન પ્રભુમાં એકતાર કરી દીધું. નાશવંત આ ક્ષણભંગુર માટીના પુતળાના જડપદાર્થોમાં ખુંચી રહેલા ચૈતન્ય, શુદ્ધ, અમર, અજર આત્માને ચૈતન્ય સ્વરૂપ ઓળખાવવાની શરૂઆત કરી. પોતે આસ્તે આસ્તે નાસિકાદ્વાર અને મુખદ્વારને બંધ કરી દીધાં, ત્યાંથી વહેતા વાયુશ્રાવનો અટકાવ કર્યો. શરીરના દરેક અવયવોને કાબુમાં લીધા. અંતરમાં ૐકારના જાપનો પ્રવાહ ચાલુ કર્યો. ખરેખર અત્યારે પ્રભાત ખરો સમાધિષ્ટ યોગીજ થઇ રહ્યો છે, અને તે એટલે સુધી કે પોતાની પાસે શું બને છે તેનું પણ પોતાને ભાન નથી.

ત્યાંતો પ્રાતઃકાળની શરૂઆત થઇ, પક્ષીઓ કોલાહલ કરવા લાગ્યાં, વિશ્રામરૂપ નિદ્રાથી પરવારી આ જગત જંજાળી જીવડાઓ એક પછી એક આ સરોવર તટપર આવતા જણાયા. પ્રારબ્ધ યોગે કોઇ જેવા રૂત્રે રૂવે વહેતા પશુઓથી પીડાતા અને

તે પીડાથી મુક્ત થવાની આકાંક્ષાએ શ્રી ભુવનેશ્વર પ્રભુની કૃપા પ્રસાદિ રૂપ ઔષધ પ્રાપ્ત કરવાની આશાએ આવી રહેલા દુઃખિ જીવડાઓનાં ટોળે ટોળાં આ ભ્રગુકુંડ તરફ આવવા લાગ્યાં. કેટલાકો મળત્યાગે, તો કેટલાકો દંતધાવને તો કેટલાકો સ્નાનાર્થે તો કેટલાકો તો ભ્રગુમાટીને રોગ નિવારાર્થે શરીર ઉપર લેપન કરવામાં લીન થયા. કેટલાક જાત્રાળુઓ અને કેટલાક શ્રદ્ધાળુઓ આ સરોવર ઉપર દૃષ્ટિગોચર થવા લાગ્યા. અરૂણોદય પૂર્ણ થઇ ગયો હતો. તેનાં સુવર્ણ કિરણો આ તટ ઉપર ફાલી રહેલાં વૃક્ષો અને સરોવરમાં ખીલી રહેલાં કમળો ઉપર છવાઇ શોભામાં અભિવૃદ્ધિ કરતાં હતાં. આ સમયે આ સ્થાન ખરેખર સ્વર્ગીય સુખને ભુલાવે તેવું સુખ અનુભવાવતું હતું.

પ્રભાત પણ ઉઠયો અને પ્રાતઃવીધીની તૈયારી કરી. મળત્યાગ વગેરેથી પરવારી સ્નાન વગેરે કરી ભોળાનાં દર્શન કરવા મંદિર પ્રતિ જવા નીકળ્યો.

શિવ મંદિરમાં આવી સાષ્ટાંગ પ્રણિપત્ય કરી પોતાના અઘોર કર્મની મનમાં માફી માગવામાં કેટલોક સમય વ્યતિત કર્યો. ધ્યાન ધરી ભોળાની કલ્યાણકારક મૂર્તિ પૂર્ણ ભાવથી નિહાળી મનને તૃપ્ત કર્યું; બાદ સરવર ઉપર પોતાના આશ્રમ પ્રતિ સિધાવ્યો.

સમય અમુલ્ય અને વસ્તીમાં રહેવું ઉચિત માની ત્યાંથી પોતે ત્વરીત નીકળી વૃક્ષ તળે આવી પહોંચ્યો.

આ ભોળાનાં ચર્ણાર્વિંદમાં કેટલાંક તરૂણ તેમજ વૃદ્ધ પ્રેમદાનાં ટોળાં—કેટલોક પુરૂષ વર્ગ તો કેટલાંક નિર્દોષ બાલુડાંઓનો

સમુહ આવર્જન કરતો હતો, તેથી પ્રભાતચંદ્ર સરોવર તટ પરનું સ્થાન ઉત્તમ લેખ્યું હતું.

પ્રભાતે આજે બન્ને અડવાડીઆંથી અન્નનો તો સમુળગો ત્યાગજ કરી દીધો છે. વસ્ત્રમાં અડગ વૃત્તિ અને ભોજનમાં પ્રભુ ભક્તિનો પોતે ઉપયોગ કરે છે.

વાચક ગણુ! આ "પ્રભાત ચંદ્ર" આ તટ ઉપર પ્રફુલ્લ વદને, એક પછી એક દિવસ નિર્ગમન કરે છે, તેણે માયાવી સંસારની મોહજાળને હવે છેક તોડવા માંડી છે અર્થાત તેનું ઉચ્છેદન કરી નાંખ્યું છે તેમ કહીશું તો અયોગ્ય તો નહિજ ગણાય. હવે પોતે પૂર્ણ વૈરાગ્યને પ્રાપ્ત થયો છે. પોતાની ખુંદાઇ ખીદાઇ ગએલી કૃષવત્ કાયાના કલ્યાણનો માર્ગ પ્રભાતે ઠીક લેવા માંડયો છે. અત્યારે તો પોતાની જીંદગીનું સાર્થક કરે છે. પ્રભાતને આ સ્થાનમાં ભ્રગુ જેવા પવિત્ર કુંડમાં સ્નાન કરતાં શ્રી અખિલેશ્વર ભુવનેશ્વર પ્રભુનાં ગુણાનુંગાનમાં સુખી થએલો હાલ તો આપણે અનુભવીશું. પછી જોઇએ છીએ કે આ પ્રભાતનું ભાવિ તેને કયાં દોરે છે.

# દ્વાદશ પરિચ્છેદ.

## "પ્રભાતચંદ્રને ચમારનો લાગેલો બોધ."

"ક્રોધ, રાક્ષસથી પણ નઠારો છે કેમકે રાક્ષસ તો પરાયું લોહી પીએ છે, કિન્તુ ક્રોધ તો પોતાનું અને પરનું બન્નેનું લોહી પીએ છે."

"આ અપરોક્ષ આત્મા કોઇ દિવસ જન્મતો નથી ને કોઇ દિવસ મરતો પણ નથી અને આ આત્મા જન્મીને ફરીથી અસ્તિત્વરૂપ બીજા વિકારને પ્રાપ્ત થતો નથી. અજ–અજન્મા છે–નિત્ય છે, શાશ્વત અપક્ષયરૂપ પાચમા વિકાર રહિત અનાદિ સિદ્ધ છે. શસ્ત્રાદિકે કરીને શરીરનો નાશ થાય છે પરંતુ આ આત્માનો નાશ થતો નથી. જો કે આત્મા આ સ્થૂળ દેહમાં દ્રષ્ટારૂપ છે છતાં તેને ઉપાધિ કે આફત રહિત તો નાજ લેખી શકાય; કેમકે તે આત્માને પોતાને વશ કરવા કામ–ક્રોધાદિ ષડ્રિપુઓ એવાતો મચી રહ્યા છે કે તે તેઓથી ભાગ્યેજ બચવા પામી શકે છે. જીવાત્મા ગમે તેવો દ્રઢ હોય છે. પરંતુ યુક્તિ-પ્રયુક્તિએ પોતાના પાસમાં જીવાત્માને **"अहंब्रह्मास्मि"** થવામાં ખરેખર તેઓ વિઘ્નરૂપ થાય છે."

પ્રથમેવ જીવાત્માને ફસાવવામાં મોહ રિપુ મદ રૂપ બની પહેલ કરે છે. જીવને એવા તો અવનવા પ્રયોગો અનુભવાવે છે કે પોતે પોતાનું ભાન પણ ગુમાવી બેસે છે. વળી મદરૂપ થએલો મોહજીવ પોતાને ચાટતો જોઇ પોતાનું કાર્ય સિદ્ધ થએલું માની સંતોષ થાય છે, ત્યાંતો બીજો રિપુ લોભ જીવનો નિકટનો સંબંધી થઇ જીવાત્માને વધારેને વધારે પોતા તરફ આકર્ષે છે. જીવાત્મા પોતા પ્રતિ જ્યારે પૂર્ણ આક્રમણ કરવા માંડે છે, ત્યારે ત્રીજો રિપુ જે માયા પોતાની જાળમાં પુરેપુરી રીતે ફસાવવા પોતાની જાળ પાથરે છે. માયા રીપુના માયાવી કાર્યથી જીવને લલચાતો જોઇ મદ રિપુ પોતાનું પ્રાક્રમ બતાવી પોતામાં ગરકાવ કરી નાંખે છે, અર્થાત જીવાત્માના સુખરૂપ સદ્વર્તન–સતકર્મરૂપ સાધનોનું નિર્મૂળ કાહાડે છે; અંતે ઉપરના ચાર રિપુઓથી ઘેરાઇ ગએલો જીવ તેઓ મય થાય છે ત્યારે કામ

અને ક્રોધ જે જીવના કટ્ટા શત્રુઓ તે સમયનો લાભ લઇ જીવનો સર્વે વાતથી પરાજય કરે છે. પોતાનું બળ જીવપર અજમાવવામાં બીલકુલ કચાસ રાખતા નથી. જેથી પંચમાહાભુતનું પુતળું–ગંદા પદાર્થોથી ભરપુર, ક્ષણભંગુર જે સ્થૂળ દેહ તેમાં સાક્ષીભુત રહ્યા વિના બિચારા આત્માનો છુટકો થતો નથી.

પ્રભાતચંદ્ર જ્યારે પ્રથમેવ મોહરૂપ ખાડામાંથી માંડમાંડ નીકળવા પામ્યો ત્યારે પ્રારબ્ધ યોગે કામરૂપ વિષ્ટામાં પડયો ત્યાંપણ ઇશ્વરેજ કોણ જાણે તેનો બચાવ કર્યો ના હોયની તેમ તેમાંથી તેનો બચાવ થયો. ખરેખર તેના પવિત્ર માતા પીતાના પુન્યે કે સુશિળ ગુણીના પતિવૃત્તાના પ્રભાવે તે કામરૂપ વિષ્ટાના કુપમાં પડતાં બચ્યો. ત્યારે અત્યારે ક્રોધરૂપ વન્હિમાં હોમાવા તૈયાર થયો છે. ખરેખર **इश्वरेच्छा वलियसि** ભાગ્યના લેખ ભુસવા કોણ સમર્થ છે ?

" પ્રભાતચંદ્ર ! અરેરે તારા પ્રારબ્ધના કેવા સંસ્કાર ! એક પળે જેનાથી છેતરાયા–જેનાથી આશા ભંગ થયા છતાં બીજીજ પળે તેના ગાઢ પરિચયમાં પુનઃ આવવું તેને તે પ્રારબ્ધ સંસ્કાર કહેવા કે મૂર્ખતા કહેવી ? પવિત્ર કિશોરનું ખુન કરનાર વિમળપર સામ્રાજ્ય ચલાવતા ક્રોધ દેવથી શું તું જ્ઞાત નથી–શું તેનાથી તું તદ્દન અજાણ છો ? કોણ જાણે ? વિષથી ભરેલા વાટકાને જાણવા છતાં તેજ વાટકો તું મ્હોંડે માંડવા તૈયાર થયો છે શું તે તારી મૂર્ખતા નથી ? શું તે દુઃખનું મુળ નથી ? "

વાચક ગણ ! આપણે હવે થોડો વખત પ્રભાતચંદ્રને પ્રભાતથી સંબોધવો માંડીવાળી, તેને યોગીરાજનું સંબોધન આપીશું કેમકે

તેનો અત્યારનો દેખાવ કોઇ અબધુત યોગીને ભુલાવે તેવો થયો છે, તેમ તેની અત્યારની વૃત્તિ પણ નિર્મળ અને પવિત્ર થઇ છે. **ॐ नमः शिवाय** નો પંચાક્ષરીનો જાપ જપવો ઘડી પણ વિસરતો નથી. "પ્રભાત! અત્યારે તારી આંતર્વૃત્તિનો પ્રવાહ ગમે તે રીતે હો કિન્તુ હું તારી બહિર આકૃતિથી તારા પ્રતિ આકર્ષાયો છું, માટેજ હું તને મારા સપ્રેમે તને યોગીરાજથી સંબોધું છું."

આજે પ્રાતઃકાળમાં હમેશના નિયમાનુસાર આ યોગીરાજ નિત્ય કાર્યથી પરવારી શિવ દર્શન કરવા શિવમંદિર પ્રતિ સિધાવ્યા; સરોવરની શત એક પગથી ચડી ઉપર મેદાનમાં પોતે આવ્યા ત્યાંતો વાટિકામાં જાડુ કાહાડતો એક ચમાર પોતાને દ્રષ્ટિગોચર થયો.

આ ચમાર જોકે અધમ જાતિમાં જન્મ્યો છે—પોતે ચોખ્ખો ચમારજ છે, પરંતુ અજાણ્યો વ્યક્તિ જો આ ચમાર પાસે તેને ઓળખવાનું સાધન જાડુ ના હોય તો તે ચમાર છે તેમ કહેવાને મોટી ગુંચવણમાં પડ્યા વગર કદી રહેજ નહિ, અને તેને ભક્તરાજની ઉપમા આપ્યા વિના તે કદાચજ રહી શકે; કેમકે તેના મસ્તિષ્ક પરના આંટાગુંટાએ બાંધેલી કાંઇઆવાડી શ્વેત પાઘડી, બદનમાં પેહેરેલી કાંસોવાળી દેશી બંડી અને કટીમાં ધારણ કરેલું દેશી બનાવટનું જાડું ધોતર તેની સાદાઈ અને ચોખ્ખાઇ ઉચ્ચ જ્ઞાતીમાં વપરાતા પોષાકને ભુલાવે તેવા હતા. વળી કપાળમાં તેમજ શરીરના અમુક ભાગો ઉપર ગોપીચંદનનું તિલક તેમજ "રામ નામ" તથા "કૃષ્ણ નામ" વગેરેની છાપો ખરેખર તેની સાત્વિક ભક્તિ બતાવી આપતી હતી. કંઠમાં પરિધાન કરેલી તુળસીની માળા જોનારનું ખરેખર દિલ્લજ આકર્ષણ કરતી હતી.

આ ભક્ત ચમારની ઉમ્મર લગભગ ૩૦ થી ૩૨ વર્ષની અંદર હોય તેવું તેના શરીરનો મજબુત બાંધો સાબીત કરી આપતો હતો. પોતે ઘરનો સુખી એટલે બે જીવવાળો પણ હતો, આથી ગુરૂબોધ લીધા પછી સંસારની ખટપટ તેના બે પુત્રોને વળગાડી પોતે તે ઉપાધીથી વિમુખ થયો હતો અને ઘણો ખરો પ્રભુ સ્મરણ માંજ લીન રહેતો.

અત્રેના શિવમંદિરના બાહેરના ભાગની જગા ઘણી ખરી યાત્રાળુઓને ઉપયોગી થતી હતી અને તેથીજ પોતે ભાવપુર્વક આ જગા હમેશાં પોતાને સાફ રાખવી એવું પોતે પોતાના મનમાં કબુલી લીધું હતું, કેમકે આ જગા શિવ સ્થાનની હોવાથી આ શિવનીજ ભક્તિ થાય છે અને તે શિવાર્પણજ થાય છે તેવું પોતે સારી રીતે જાણતો હતો. આ જગા સ્વસ્થ હોવાના પ્રતાપે અત્રે આવતાં કેટલાક યાત્રાળુઓને ઘણી બાબતની સવળતા થતી હતી અને ભાવથી ઉપયોગ કરી સંતોષ પામતા હતા. યાત્રાવાસિઓ આ જગાનો પ્રેમથી ઉપયોગ કરે તેજ પોતાને ભાવતું હતું. આથી પોતે ગમે તેવો અસ્વસ્થ હાલતમાં હોય તોપણ આ સ્થાનને સાફ રાખવામાં ભાગ્યેજ ચુકતો.

આજે હમેશ મુજબ આ જગાને સાફ કરવામાં હાલ પોતે નિમગ્ન છે, ત્યાં યોગીશ્રીનું આવાગમ પોતાથી પાંચ છ કદમ છેટે થઈ ચુક્યું છે. જોકે યોગીશ્રીને પોતે બીલકુલ જોયા નથી. અણુ-ચિંતવ્યો ત્યાં એકાએક પવન જપાટો વાયો, પૃથ્વી ઉપરની ઉડતી રજથી યોગીરાજનું આખું શરીર આવર્ણાઈ ગયું. યોગી-રાજનાં ભવાં એકદમ ચડી ગયાં. બેઉ નેત્રો લાલ ચોળ થયાં.

તેમના આખા શરીરમાં ક્રોધાગ્નિ પ્રદિપ્ત થયો, ભક્ત ચમારને કેટલાક કુશબ્દો પણ સંભળાવી દીધા. યોગીરાજ આટલેથી નહિ ધરાતાં નિચે પડેલો એક પાષાણ પોતાના જમણા કરથી પકડી તેના તરફ ફેંક્યો. જો કે બિચારો તે તાડનથી ભાગ્યયોગે બચી ગયો. અને જો બચવા ન પામ્યો હોત તો નક્કી તેના શરીરનો એકાદ અવયવ ખોખરો પણ થઇ જાત.

યોગીરાજના આવા અનહૂદ ક્રોધથી ગભરાઇ બિચારો ચમાર થરથર કંપવા લાગ્યો અને બ્હીતાં બ્હીતાં બોલ્યો:—"યોગી બાપુ!
" દયા—ક્ષમા ચાહું છું, મારાથી આપનો એવો શું અપરાધ થયો
" છે કે મારા ઉપર આપ આટલો રોશ કરો છો? હું તો મરેલો
" છું—મરતાને શીદ મારો છો. આ જગતમાં વસતા દરેક મનુષ્યથી
" મારે થોડો મન માન્યો સંબંધ ભોગવવાનો છે? મારે થોડો
" દ્વીજ જાતિ જેટલો આ સંસાર સુખનો લ્હાવો લેવાનો છે?
" સંસારમાં મનુષ્ય માત્રની સેવા કરવી તે મારી ફરજ સમજું છું,
" અને કરૂં છું. આ પાપી પેટ ભરી આ અભાગીઉં જીવન પૂરૂં કરૂં
" છું. જીવતો મુઆ સમાન જગતમાં વિચરૂં છું, તો તેમાં વળી
" પડતા પર પાટુ આપ કાં મારો છો? ડુબતાને શીદ ડુબાવો છો?"
બિચારો ચમાર ગદગદ થઇ ગયો.

યોગીરાજ! આ આર્જવતાથી શાંત થવાને બદલે ઉલટું પાવકમાં ઘૃત હોમાયું, પોતે વધારે ક્રોધી થયા અને "દુષ્ટ"થી સંબોધતાં બિચારાપર તતડી પડ્યા અને બોલ્યા. "દુષ્ટ! કાલે મરતો હો તો આજે કાં નથી મરતો? તેમાં મને શું સ્નાનને સુતક લાગવાનું છે? તને તારાં કરેલાં કર્મ ભોગવવાં પડે તેમાં અન્યને શું?"

" जानमी तुम्हारी करणी अइसी भरणी पाया उस्मे हमकुं क्या सताया. " યોગીજી ક્રોધમાં હિન્દુસ્તાની ભાષામાં ઉતરી પડ્યા. આપણે ધારીએ કે યોગીજી હવે હિંદુસ્તાનીમાંજ વાત કરશે ત્યાંતો વળી તેમના મુખમાંથી નીકળતી ગુર્જર ભાષા કર્ણગોચર થઈ, પોતાને એક કહેવત યાદ આવવાથી પોતે તેનો અત્રેજ ઉપયોગ કરી લીધો.

"ગરીબ ! ગરીબ કહી શું તારે તારો અપરાધ છુપાવવો છે ? પણ તે વાતની આશા રાખતોજ નહિ. આ યોગી એવો કંઇ ભોળો નથી કે" "તારી કપટ જાળમાં ફસાય" હું સારી રીતે સમજું છું અને જાણું છું કે " ગરીબને મગજમાં રાઇ અપાર હોય છે." અને તે રાઇના પ્રતાપેજ હું સ્નાન કરી આવેલો પવિત્ર થઇ ઇશ્વર સ્તવન કરવા જતાં મૂર્ખ તેં મને ભ્રષ્ટ કર્યો,નાહક મન હેરાન કર્યો. યોગીરાજના ઉપર ક્રોધ રિપુએ પોતાનું સામ્રાજ્ય પૂર્ણપણે અજમાવ્યું, અને એટલાં સુધી કે ભક્ત ચમારની આજીવતા તમામ વ્યર્થ થઇ અને બિચારો ઊલટો યોગીજીના શ્રાપનો ભોગ થઇ પડ્યો.

પ્રિય વાચક વૃંદ ! મારે જણાવવું જોઇએ કે આ ચમાર પરમાત્માનો પૂર્ણ ભક્ત હતો તે હું આગળ જણાવી ગયો છું. પોતે આ સ્થુલ શરીરમાં સાક્ષીભુત ચૈતન્ય અજર અને અમર આત્માને જાણયો છે. ષડરિપુઓ જે કામ ક્રોધાદિ જેઓનાં કાવત્રાથી પોતે પૂરો જાણીતો થયો છે, આથીજ યોગીરાજનો અવિવેક પોતે સહન કરતો હતો.

યોગીરાજ વિષે પોતે ચોખ્ખી રીતે જાણી ગયો કે આ યોગીરાજ યોગી ખરા પણ યોગી નહિ, વૈરાગ્ય ખરો પણ સ્મશાની

વૈરાગ્ય. હજુ તેઓશ્રીને કોઇ ગુરૂ મળ્યો હોય તેમ મને તો નથી જણાતું. મને આ યોગીજીએ કોઇ આફતથી સંસારનો ત્યાગ કર્યો લાગે છે, કેમકે યોગીના પુરેપુરા ગુણ હું તેમનામાં જોઇ શકતો નથી. બિચારા યોગી, ઘરના કે ઘાટના રહે તેવું મને બીલકુલ લાગતું નથી. લાવ જોઉં જરા મારા ગુરૂજીનો બોધ તેમના ઉપર અજમાવું, જોઇએ કંઈ વળે છે? તેમને યોગીનો ધર્મ સુજે છે?

આ પ્રમાણે વિચાર કરી ભક્ત ચમારે પોતાના અસન્ન કાર્યની પુનઃ શુરૂઆત કરી, આથી યોગીજીનાં બેઉ ચક્ષુ રજથી ખરડાઈ ગયાં. એકદમ આંખો ચોળવા માંડી. ચક્ષુમાંથી જળ પ્રવાહની શુરૂ-આત થઇ, પોતે આકુળ વ્યાકુળ થયા.

વાચક બંધુ! આ વખતે તેઓશ્રીના ક્રોધનું પ્રબળ કેટલું હોવું જોઇએ તેનું અનુમાન કરવું હું તારી વૃત્તિ ઉપર રાખું છું.

કેટલાક ન છાજતા બોલો બોલી ચમાર ઉપર પોતે પાષાણવૃષ્ટિ કરી બિચારાનાં હાડકાં ખોખરાં કરી નાંખ્યા, છતાં ધન્ય ભક્ત ચમાર તારી સ્થિરતાને—ધન્ય છે તારી સહન શિળતાને. ભક્ત ચમારે સઘળું મુંગે મ્હોંડે સહન કર્યું, અંતે યોગીજી આપોઆપ થાક્યા, પોતે ભ્રષ્ટ થએલા સમજી પવિત્ર થવા સ્નાનાર્થે સરોવર પ્રતિનો માર્ગ પકડ્યો. બે એક કદમ પોતે આગળ વધ્યા ત્યાંતો ભક્ત ચમારે તેમને જતાં અટકાવ્યા અને બોલ્યો—"મહારાજ! "અપરાધ ક્ષમા. આપ ત્યાં ક્યાં પધારો છો પ્રભુ. શિવ મંદિર તો "આ બાજુ છે અને આપ આવ્યા ત્યાંજ પાછા કેમ સિધાવો

"છો ? માહાત્મન્ ! ઉડેલી રજથી આપ ભ્રષ્ટ થયા સમજી સ્નાન
"કરવા જતા હોતો કૃપા કરી જશો નહિ. ફરીથી સ્નાન કરવાનો
"ભારે પરિશ્રમ કરશો નહિ; કેમકે મારા ગુરૂશ્રી, મને એક વખત
"કહેતા હતા કે મન નિર્મળ થયા વિના ઉપરથીજ પાણી ચોપડે
"નિર્મળ થવાતું નથી. પ્રભુને અંતરે ઓળખ્યા વિના સંસાર ત્યાગી
"થવાથી કંઇ પ્રભુની પ્રાપ્તિ થતી નથી. જો જટા રાખવાથી પ્રભુ
"મળતા હોય તો વડવૃક્ષને પ્રથમ મળવા જોઇએ કેમકે તે વૃક્ષ
"જટા રાખે છે. કાયા બાળવાથી કદાચ મળતા હોય તો શું કાયા
"પતંગ નથી બાળતો ? ધ્યાન ધરવામાં આસ્થા હોય તો ધ્યાન
"ધરતાં બગ પક્ષીને સારૂં આવડે છે. તેમજ કેટલાકો શીશ પણ
"મુડાવે છે. જો શીશ મુડાવેજ કાયાનું કલ્યાણ થતું હોય તો બિચારા
"ગાંડરનુંજ થવું જોઇએ. અરેરે દાઢી વધારે શું વળ્યું. શું અજ
"દાઢી નથી રાખતો ? અંગે ભભુત ચોળવાથી શું ખરો યોગી કહે-
"વાયો ? નહિજ. ભભુતમાં ગર્દભ લોટીને રોજ થાકી જાય છે
"પરંતુ તેથી શું ? પોપટ મુખે રામને ભાખે છે. મોર માનુનીને
"ત્યાજે છે. શ્વાન સર્વનું એઠું ખાય છે—અર્થાત સર્વને સમાન
"દૃષ્ટિએ જોય છે. શું પ્રભુ તેથી ભોળવાઇ જશે ? નહિજ.

"યોગીજી ! માઠું લગાડશો નહિ. મારે સત્યની ખાતર જણાવવું
"પડે છે કે અત્યારે તમારા હૃદય ઉપર જે સામ્રાજ્ય ચલાવી રહ્યા
"છે તે મારીજ જાતનો છે, તમો મારીજ જાતમાં રમણ કરી રહ્યા
"છો. ઘાટ પરિચયમાં છો. તો પછી આપ મને શા માટે અન્ય લેખો
"છો ? મારાથી ઉડેલી રજ આપને લાગવાથી આપ શા માટે ભ્રષ્ટ
"થયા માનો છો ? ક્રોધ એ કોણ ? અન્ય નહિ પરંતુ મારીજ જાત

"મારો ભાઇ છે. જ્યાં સુધી તમોએ તેને ત્યાજ્ય નથી કીધો સ
"સુધી તમારૂ એક વખતનું સ્નાન તો શું પરંતુ કોટિક વખતનુ
"સ્નાન પણ વ્યર્થ છે. અરે અષ્ટ પ્રહર જળમાં પડી રહો તો પણ
"તમારી શુદ્ધિ નથી."

ભકતરાજનાં ઉક્ત વચનોએ યોગીરાજના હૃદય ઉપર તિવ્ર વિદ્યુતની માફક ચમકારો કર્યો, તેમનાં હૃદય પડળ ખુલ્લાં થયાં. મન ઉપર ગંભીર આઘાત થયો. પોતાને જણાયું કે પોતે યોગનો માર્ગ ભુલ્યા છે. ખરો માર્ગ મૂકી ઉઓટનો માર્ગ પકડયો છે. પોતાની રગે રગમાં ચમાર ક્રોધ વ્યાપ્ત થઇ ગયો છે. ક્રોધ! પોતાના સત્કર્મનાં ઉચ્છેદની તૈયારીમાં છે. ઉઓટથી સીધે માર્ગે દોરનાર—આગળ આવેલા ભયંકર કુપમાં પડતાં બચાવનાર આ ચમાર ઉપર પોતે પ્રસન થયા. તેને અંતરમાં ધન્યવાદ આપ્યો. અંતિમ આંતરિક ઉદ્દગારો બાહ્ય કાહાડવાની શુરૂઆત કરી "પ્રિયે ચમાર બંધુ! ધન્ય છે.
"તને લાખોવાર ધન્ય છે. તારી સાત્વિક વૃત્તિ, તારી સહનશિળતા.
"તારી પ્રભુ નામ પર શ્રદ્ધા વગેરે અનેકાનેક સદ્ગુણો મને તારામાં
"જણાયા છે અને તેથી હું તારા ઉપર પ્રસન થયો છું. મારી તારા
"પ્રતિ આટલી અયોગ્યતા છતાં હું તારાથી તારી વિનય વાણી
"સિવાય અન્ય કંઇપણ અનુભવાયો નથી. તારી મિષ્ટ વાણીએ
"મને બાંધ્યો છે. હું હવે તારોજ છું તું માનજે.

"બંધુ! ક્ષમા કરજે, આજથી હું તને મારો ભુલી ગએલા
"માર્ગનું દિગ્દર્શન કરાવનાર મારા ઉદયજીવન માર્ગના ભોમિઆ તરીકે
"ગણીશ. મારા ક્રોધપલિતનું ખંડન કરનાર હથિઆર લેખીશ, અને
"જેને માટે હું તારો જન્મો જન્મનો આભારી થયો છું.

"ભાઈ! પ્રભુ તારૂં કલ્યાણ કરે. આ તારી અધમગતિનો તે
"દયાળુ સત્વર અંત લાવો. આજથી હું તારા ગુરૂ—ઉપદેશથી ક્રોધ-
"પલિતનો ત્યાગ કરૂં છું. તારા કહેલા બોલ મારા જીવના જોખમે
"સાચવી રાખવા બંધાઉં છું." ઉક્ત બોલો બોલી પોતે ત્યાંથી જવાને
ઇચ્છ્યું, અને ભક્ત ચમારને વિનયપૂર્વક જવાની ઇચ્છા જણાવી. ભક્ત
ચમારે વિવેક જણાવ્યો. પોતે યોગીને બોધ કર્યો નથી કિન્તુ પોતાના
ગુરૂશ્રીની મુખવાણી આ યોગીરાજને જણાવી છે જેથી પોતે બોધ
કરવાને અધિકારી નથી અને પોતે યોગીરાજને બોધ પણ કર્યોજ
નથી તેવું પોતે ચોખ્ખું યોગીજીને જણાવી દીધું અને પોતે તેઓ
પ્રતિ કંઇપણ અયોગ્યતા વર્તાઇ હોય તો ક્ષમા ચાહી અંતિમ ઉભય
ત્યાંથી છુટા પડ્યા.

યોગીરાજે ત્યાંથીજ રસ્તો માપ્યો અને ભ્રગુકુંડમાં સ્નાન કરી
પોતાના આશ્રમમાં આવ્યા. વળી તે દિવસથી દિવસના વસ્તીમાં
જવાનું પણ માંડી વાળ્યું. રાત્રીના વખતમાં આ સ્થાન માંહિના મનુષ્યો
જ્યારે નિદ્રામાં ઘોરતાં હોય ત્યારે પોતે શીવદર્શન કરવા જવાનો
નિશ્ચય કર્યો અને હમેશાં પોતે તે પ્રમાણે વર્તવા લાગ્યા.

## ત્રયોદશ પરિચ્છેદ.

### "પ્રભાતચંદ્ર" ને દોરંગી દુનીઆનો લાગેલો બોધ.

तितिक्षा ज्ञान वैराग्य समाधि गुणवर्जितः
भिक्षा मात्रेण योजीवी स पापी यती होते ।

એક ગ્રંથ.

સહનશીળતા, જ્ઞાન, વૈરાગ્ય, સમાધિ આદી ગુણો જેનામાં નથી એવો યતિનો વેશ ધારણ કરી ભિક્ષાથી જીવનાર પાપી છે.

પ્રભાતચંદ્ર! આ સ્થાનમાં લગભગ ૭ માસ વ્યતિત કરી ચૂક્યો છે. આજ સાત માસથી અંનનો ત્યાજ્ય, સંસારના ઉપાધીવાળા વૈભવોથી વિમુખ–પ્રભુ નામનો વેપાર–તેમજ ત્રિપદાની ઉપાસના રૂપ કમાઇ કરે છે અને હરીના ગુણાનું ગાનમાં રાત્રી દિવસ નિર્ગમન યથાશક્તિ પોતાથી બનતું સતકર્મ અત્યારે તો પોતે કરે જાય છે. કંઇક પોતાના જીવનનું સાર્થક કરવા માંડ્યું છે. પ્રભાત! તેં તારી જીવન મુસાફરીનો ઠીક રસ્તો લીધો છે.

પ્રભાતચંદ્ર, જેવી સાહસિક, મદોન્મત અને ઉછાંછળી ઇંદ્રીયોને તાબે હતો તેવીજ તે ઈન્દ્રીઓ તેને વશ થઇ ગઇ છે.

પ્રભાતચંદ્ર! હું તને એકવાર અગાઉ જણાવી ગયો છું છતાં તને તેનું કદાચ વિસ્મરણ થયું હોય તો હું પુનઃ તને સ્મરણ કરાવું છું અને તે એકે સદા સર્વદા સુખી કે દુઃખી સ્થીતિ કોઇની સ્થીર નથી. ચડતી અને પડતી નિયમાનુસાર થયાં કરે છે. સુખ અને દુઃખ એ મનુષ્ય જાતિને માટે નિર્માણ છે. સુખના વખતમાં મલકાઈ લક્ષ્મીના જ્યોતમાં અંજાઇ જનાર ભુલને પાત્ર છે અને દુઃખના વખતમાં સહનશીળતા અને ધૈર્યરૂપ હથિઆર ધારણ કરી દુઃખરૂપી અરિને હરાવનાર ડાહ્યો લેખાય છે.

પ્રભાતચંદ્ર! ક્યાં તારા માતતાતનાં અપરંપાર લાડ અને ક્યાં તારૂં આ જંગલમાં અથડાવું? ક્યાં તારો રહેવાનો વિલાસી પ્રાસાદ! અને ક્યાં અત્યારે આ અરણ્યમાં વડવૃક્ષ નીચેનો આશ્રમ? ક્યાં શર્કરા, કેસર, અને બદામ આદિથી ઉકાળેલા પયના ચાંદીના વાડકા!

અને ક્યાં અત્યારે તારી પાસે પડેલી એક ભાગી તુટી કાષ્ટની તુંબી! ક્યાં તારા અવનવા શરીરના પોષાકો! અને ક્યાં અત્યારે તેં પરિધાન કરેલી ભગવીતારી કંથા! ક્યાં તારા હાજરહજુરી! અને ક્યાં તું કંગાલ ફકીર! ક્યાં તારી સૌંદર્ય–ગૌરવર્ણી રૂષ્ટપુષ્ટ કાયા! અને ક્યાં અત્યારે માંસ રહીત હાડપિંજર!! તેથી પ્રભાત! શું તું અત્યારે પોતાને દુઃખી સમજે છે? શું તેં તારા સુખનો નાશ થએલો માની લીધો છે? નહિ પ્રભાત નહિ. જો તું તેમ માનતો હોઈશ તો તેમાં તારી મોટી ભુલ છે. અત્યારે તો હું તારા જેવો સુખી કોઈને જોઈ શકતો નથી. અત્યારે તું તારા વૈભવો રહિત નહિ કિન્તુ વૈભવ મયજ છે. અત્યારે તું તારા કુટુંબથી વિમુખ નથી પણ તું તારા કુટુંબથી વીંટલાએલોજ છે, અને તેની હું તને ઓળખાણ કરાવું તે તું કર.

પ્રથમેવ હું તને તારા મેહેલ અને ઉદ્યાનની ઓળખ આપું. આ અરણ્યનાં કુદરતી આનંદદાયક પ્હાડની ગુફાઓરૂપી તારા મેહેલો કરતાં મનુષ્ય જાતિના હાથથી બનાવેલા મેહેલો શું તને અધિક કીમતી લાગે છે? આ જંગલની પેલી યૌવન વેલીઓ પોતાના પતિરૂપ વૃક્ષને વળગી રહેલી છે. પેલી વૃક્ષોની ઘટા તરફ નજર કર તેમાં વિહાર કરી રહેલી કોકિલ કંઠમાંથી મૃદુલ આલાપ કાહાડતી કોકિલાઓ વગેરેનાં યુગલ જોડાંઓમય આ આનંદદાયક ઉદ્યાન શું તને સુખકર નથી? હવે તારા વૈભવ તરફ નજર કર. અસ્થિર, નાશવંત કેવળ દુઃખનુંજ મુળ જે લક્ષ્મી કે જે કોઈની સેવા ચાકરી તો કોઈની ખુશામત, તો કોઈની મજુરી કરાવે છે, જુઠ કપટ અને નહિ કરવાનાં કાર્ય કરાવે તે તો જુદાં. વળી હજારોનાં જેણે રણમાં માથાં મુકાવ્યાં છે, હજારોને ઘરબાર વિનાના, હજારોને ભીખ માગતા, લાખોને

પોતાની સ્ત્રી પુત્રનો વિયોગ—તો લાખોનો સમુળગો નાશ. કંઇકની ગૌરવતા, સત્તા અને ટેકને ચુકાવ્યાં છે તેની કેવળ દુઃખનુંજ બીજ જે લક્ષ્મી તેના કરતાં, અત્યારે જેની તું કમાઇ કરે છે તેની જે સુખકર અચળ અખુટ અને મોક્ષની પ્રાપ્તિનું સાધનરૂપ શ્રી સચ્ચિદાનંદ અખિલપતિ વિશ્વંભર, સચરાચર, પતિતપાવન, અધમોદ્ધારણ શ્રી પરમાત્માની પરં ભક્તિરૂપ લક્ષ્મી અરે વૈભવ શું તારી વિસાતમાં નથી? જો હવે તારા કુટંબીઓ તરફ નજર કર. વૈરાગ્યરૂપ તારા તાતને પ્રણિપત્ય કર. સમાધિરૂપ તારી જનનીને ભેટ સદાચરણ અને સતકર્મરૂપ તારા બંધુઓને બોલાવ. ધીરજ તારી ભગિની છે તેની સાહાયતા લે. સુખમાં વિલાસ કરાવનારી અને દુઃખમાં દિલાસારૂપ એવી જે તારા સુખદુઃખની ભાગી-તારી અર્ધાંગના—તારી પત્નિ તે સહનશિળતા છે તેનું પાલન કર, તેને તરછોડીશ નહિ. તેનો ત્યાગ કરીશ નહિ, જો તે ઉક્ત તારી પાસે છે તોપછી બોલ પ્રભાત બોલ તું સુખી કે દુઃખી? તું વૈભવહિણુ કે વૈભવવાળો? તું કુટુંબી કે કુટુંબ રહિત?

અત્યારે તે સુવર્ણનો ઢાળ ચડાવેલા લોખંડના કકડારૂપ સંસારનો ત્યાગ કરી સાચા સુવર્ણરૂપ વૈરાગ્યને પકડયો છે. સ્વાર્થી અને ખોટા માયાવી કુટુંબને મુકી સાચા નિઃસ્વાર્થી અદ્વૈત પ્રેમી કુટુંબને વળગ્યો છે, છતાં પ્રભાત અત્યારે તું નિસ્તેજ કેમ જણાય છે, સુખની આકાંક્ષા રાખતો તું મને કેમ ભાસે છે?

પ્રિય વાંચકવૃંદ! આ વૃક્ષની નીચે એક પર્ણકુટી દ્રષ્ટિગોચર થાય છે. અંદર દ્રષ્ટિ કરતાં વૈભવમાં તુંબી, ચીપીઓ, ઝોળી અને કફની ઉપરાંત વધારામાં એક બિછાના આકારે એકઠી કરેલી મૃત્તિકા અવ-

લોકનકારની દ્રષ્ટિ આકર્ષણ કરવામાં પ્રથમ પંક્તિ લે છે. જો ઉપર ઓછાડને માટે ભગવું વસ્ત્ર આચ્છાદન કરેલું હોય તો ખરેખર દુરથી કે નિકટ રહી જોનારને પાંચ મણ રૂની તળાઇ જાણે પાથરી ના હોય તેવુંજ માનવું પડે. અત્યારે એક ભગવું વસ્ત્ર ઉપર પાથરેલુંજ હતું. ઓશીકામાં પુરૂં એક ઓશિકું પણ જણાતું હતુ. તે ઉપરનાં ઓછાડ પાથરવાની સફાઈ—અને ઓશિકાને ગોઠવવાની કૃતિ ગમે તેવા વૈરાગ્ય-વાળા વ્યક્તિની વૃત્તિને તે ઉપર લોટવાને લલચાવતી હતી.

પ્રભાત આશું? તું કોણ? કઇ સ્થીતિમાં? કઇ ધારણાએ? કયાં? અને કયા આશ્રમમાં? શું આ તારો વૈરાગ્ય બધો ખોટો છે? લોકો માયાવીની મોહજાળ કહે છે તે જાળ તુંતો નથી ના? યોગી! તને આ ભોગ શાનો? શું તારા દેહ જાજને આ મદોન્મત ઉછાળા મારતા સંસાર સાગરમાં તો નથી ડુબાવવું ધાર્યુ? કોણ જાણે પ્રભાત તારી ભાગ્ય લેખિની તને કયાં દોરે છે?

અત્રે જણાવવું અગતનું થઈ પડશે કે પ્રભાત અત્યારે ભલે આ ઉપાધી કરી બેઠો છે જેથી તે તદ્દન વૈરાગ્યને ભુલ્યો છે તેમ તો નહિજ કહી શકાય. દરેક ભુલને પાત્ર છે. તો તે માંહેના ભુલ કરતા એક વ્યક્તિ તરીકે આપણે તેને માનીશું તો યોગ્ય ન્યાય તેને આપ્યો લેખાશે.

આજનો સમય માહાશિવરાત્રીનો છે. આસપાસના તેમજ દૂરના શ્રદ્ધાળુ જાત્રાળુઓનો સમુહ એકઠો થયો છે. આજ પ્રાતઃકાળના દિવસ કેટલીક યુવતીઓનો સમુહ સ્નાનાર્થે આવવા માંડયો છે.

આ સ્થાનમાં પ્રિય વાચકગણ! આપણુને પ્રથમ વિશાળ જળથી ભરેલું સરવર દ્રષ્ટિગોચર થાય છે. તે માંહેના કમળો અત્યારેના

પ્રાત:સમયમાં સહસ્ત્રરશ્મિનું પ્રફુલ વદને જાણે આવાહન કરવા તેના તરફ એકી ટસે જોયા ન કરતાં હોય તેવું આપણને જણાય છે. જોડમાં ચોરસ કુંડ અને તેનીજ લગોલગ જોડમાં એક વાવડી જણાય છે, જેનાં પાણી આ ભુવનેશ્વર સ્થાનમાં નિવાસ કરનારાં મનુષ્યો આનંદથી વપરાશમાં લે છે. ચોરસ આકારના કુંડને "ભ્રગુકુંડ" નામ આપેલું છે અને જેના વિષે રસિક અને કલ્યાણકારક કથારૂપે સવિસ્તર વર્ણન શ્રીમદ્ભાગવતમાં આલેખાયું છે. જેથી કલ્યાણની ઇચ્છાવાળા મનુષ્યો તેમાં ભાવથી સ્નાન કરતા હતા. આ કુંડ ઘણે ભાગે સ્નાન માટે ઉપયોગમાં આવતો હોવાથી આ વાવનાં પાણી પીવામાં લેવાતાં હતાં, આથી સ્નાન કરી આવનારાં મનુષ્યોને વાવ ઉપર આવ્યા સિવાય છુટકો ન હતો. આ વાવથી પાંચ સાત કદમને છેટે યોગી પ્રભાતની પર્ણકુટી ખુલ્લી દ્રષ્ટીએ પડતી હતી.

સ્નાનથી પરવારી કેટલોક પુરૂષ વર્ગ, તો કેટલોક યુવતિ વર્ગ આ વાવડી ઉપર જળાર્થે આવતો હતો. બે એક પુરૂષ જળ લઇ શિવમંદિર પ્રતિ ત્યાંથી પ્રયાણ કરી ગયા, ત્યાંતો પાંચ સાત યુવતિઓ ચળકાટ કરતાં ત્રાંબાનાં જળપાત્રો મસ્તિષ્કપર મુકી અહીં આવી પહોંચી. આ યુવતિ માંહેની બે ચાર યુવતિઓ જળપાત્ર ભરવાને આ વાવડીમાં ઉતરી, તો બે એક વાવ આગળના ચોગાનમાંજ ઉભી ઉભય વાર્તાલાપમાં પડી. વાવડી સંકડાશ આકારમાં હોવાથી ચારથી વધારે મનુષ્ય અંદર જઇ શકતું હતું નહિ, તેથીજ આ ઉભય પ્રમદાઓને અત્રે ઉભા રહેવાની ફરજ પડી હતી.

અચાનક આ બંને યુવતિ માંહેની એક યુવતિની દ્રષ્ટિ પ્રભાતના આશ્રમ ઉપર પડી, જે આ વખતે પ્રભાત પથારીમાં આડો પડેલો

હતો. આ પર્ણકુટીમાં આ પ્રેમદાના ચિતને એક ખાસ વસ્તુએ ખેંચ્યું. પોતાનો થતો વાર્તાલાપ પડતો મુકી થોડીવાર તો પોતે ટગર ટગર નિહાળ્યાંજ કર્યું. પોતાના સાહસિક સ્વભાવના પ્રતાપે આ તરૂણી પોતાની મનોવૃત્તિને સ્થીર રાખી શકી નહિ; આથી પોતે પાસે ઉભેલી પ્રેમદાનું યોગી પ્રભાતના આશ્રમ તરફ ધ્યાન ખેંચતા બોલી "બેહેન! જો જો તને એક કૌતક બતાવું. તને પેલા યોગીના આશ્રમમાં કંઇ જણાય છે?" બીજી યુવતિ તો મુંઘીજ રહી તેનાથી કંઇપણ પ્રત્યુત્તર આપી શકાયોજ નહિ. આથી બોલનાર સ્ત્રી સમજી ગઇ કે તે હજુ કંઇ સમજી શકી નથી તેથી તેણે પોતાનું બોલવું પુનઃ ચાલુ કર્યું. "અલી બેહેન આ વૈરાગીની વરણાગી તો જો. પોતે કેવો પથારીમાં સુતો છે? જાણે મશરૂની ગાદી ઉપરજ ના લોટતો હોયને!!! કહ્યું છે કે શ્વાનની પુંછડી સોવાર ભોંયમાં ખોશી અને બાહાર કાહાડી તોપણ વાંકીને વાંકીજ. વૈરાગી થયો છે પરંતુ કંઇ સંસારની ગત મુકાઇ છે? કાયાને વૈરાગી કરી છે પરંતુ હું ધારૂં છું કે તેનું હૃદય તો ખરેખર ભોગીજ છે. બેની? આ કળીયુગી જીવાત્માઓ શાને માટે પરાણે યોગ ધરતા હશે વારૂ? જાણી જોઇ નકામી આપદા શીદને શીરપર વોહોરતા હશે? બેહેન ભલેને તે યોગી થયા છે પરંતુ મારા ધારવા પ્રમાણે તેઓની જીંદગી ધોબીના ઘરના કુતરા જેવીજ સમજવી. બિચારો નહિ ઘરનો કે ઘાટનો; તેમજ તેવા યોગીઓ નહિ સંસારના કે નહિ વૈરાગના. એતો બેહેન! અધવચ કુવા બિચે લટકે!"

ઉક્ત બોલો બોલી રહી તેટલામાં વાવડી માંહિની તરૂણીઓ જળ ભરી બહાર નીકળી અને આ ઉભય તરૂણીઓ જળપાત્ર ભરવા સારૂ વાવમાં ગઇ. પાણી ભરી આવેલી યુવતિઓ તે ઉભયને માટે

રાહ જોતી બહાર ઉભી.

પ્રિય વાચકવૃંદ! આ વાત ઉપરની તમામ વાક્પટુતા યોગી પ્રભાનથી અક્ષરે અક્ષર સંભળાઈ છે. પોતાને માટે બોલાએલા બોલોનું પોતે થોડીવાર તો મનન કર્યું. તે તરૂણીના બોલવાનું યોગ્યાયોગ્ય તોલન કર્યું. અંતિમ તે તરૂણીના બોલ તેને યોગ્ય જણાયા, તેના એકએક બોલ મોહોર કરતાં અધિક કીમતી લાગ્યા. તેને મનમાં ગુરૂ લેખી પોતે પોતાની ભુલ કબુલ કરી તેટલાં તેને માહાત્મા ભર્તૃહરીની મુખવાણી યાદ આવી.

**क्वचिद्भूमौ शायी क्वचि दपि च पर्यङ्कशयनः**

**क्वचिच्छाकाहारी क्वचिदपिच शाल्योदन रुचिः**

**क्वचित्कन्था धारी क्वचिदपिच दिव्याम्बर धरो**

**मनस्वी कार्यार्थी न गणयति दुःखं नच सुखंम् ॥**

કોઇ વખતે પલંગ ઉપર પોઢવા મળ્યું તોપણ શું? અને કોઇ વખતે પૃથ્વી ઉપર સુવા મળ્યું તોપણ શું? કોઈ વખત દાળભાત આદિ જમવા મિષ્ટાની તો શું? અને કોઈ વખત શાક કે તાંદુલ અરે સુકું ઢેબરૂં ખાવા મળ્યું તોપણ શું? કોઇ વખત મનોહર વસ્ત્ર પરિધાન કરવા મળ્યું તોપણ શું અને કોઇ વખત કંથા-ફાટી તુટેલી ગોદડી તોપણ શું? વિવેકી પુરૂષ તો સુખ કે દુઃખને ગણતાજ નથી.

ત્યાગી!!! અરે હું ત્યાગી? હા ત્યાગી, સંસારની ઉપાધિથી ત્રાસેલો મુમુક્ષુ—મોક્ષનો ભિખારી—વૈરાગી. અરે જો મેં વૈરાગ્ય ધારણ કર્યો છે તો આ મોહ શાનો—? આ ઉપાધિ શું.? સુખ શું?

દુઃખ શું ? દુઃખથી કંટાળો શાનો– સુખની આકાંક્ષા શાની ? તેટલા તેની દ્રષ્ટિ પથારી ઉપર પડી તે તરફ તાકતાં બોલ્યો. આ સંસારનો વૈભવ વૈરાગીની ઝુંપડીમાં શાને માટે ? ઓ માયા તારૂં બલ અપાર છે. તારાથી હું હારી ચુકયો છું. માયાને સંભાળ્યા બાદ પોતે તે પથારીને છીન્ન ભીન્ન કરી નાંખી, તેનું નામ કે નિશાન સરખું પણ રહેવા પામ્યું નહિ. પથારીની એકઠી કરેલી મૃત્તિકાને સરોવરમાં નાંખી દીધી. આચ્છાદન કરેલા વસ્ત્રને આગ લગાડી તેને બાળી નાંખ્યું. પોતે પૂર્ણ વૈરાગ્ય વૃત્તિમાં લીન થયો. એક દર્ભાસન ઉપર પદ્માસન કરી ઇશ્વર નામ જપવા મંડી ગયો, તેટલાં વાવ માંહેની યુવતિઓ બાહાર આવી અને આગળ પ્રયાણ કરવાની તૈયારીમાં પ્રથમ બોલનાર યુવતિએ પોતાની દ્રષ્ટિ યોગી તરફ તાકી, તો તેણે પાંચ મીનીટમાં તો ત્યાં પહેલાં કરતાં ન ધારી શકાય તેટલો ફેરફાર થએલો જોયો, આથી પોતાને સહન નહિ થઇ શકવાથી તુરતજ યુવતિ મંડળને આગળ પ્રયાણ કરતાં અટકાવતાં બોલી–
" બ્હેનો ! તમોને એક આશ્ચર્યકારક વાત જણાવું . જુઓ પેલા
" યોગીરાજ તરફ જરા તાકો—તેમની ખુમારી તો જુઓ. પોતે
" યોગી થયા છે ખરા પણ કંઇ નહી. નથી મોહ તજાયો કે નથી
" તજાયો ક્રોધ. પ્રથમ યોગીજીને મેં પથારી ઉપર પોઢેલા જોયા તેથી
" મારાથી એ સાચા બોલો બોલી જવાયા જેથી જોગટાને ચસકો
" લાગ્યો. બ્હેનો સાચું કહેજો હો મેં શું ખોટું કહ્યું હતું. યોગીને
" ભોગ હોય ખરાકે ? વળી તેટલાથી તો ધુળનાખી મેં કંઇ થોડું તેમના
" મ્હોં ઉપર કહ્યું હતું ? હું તો આ મદનગૌરી બેહેન સાથે વાત કરતી
" હતી તેમાં તે યોગીજી સાંભળી ગયા હશે, અને ભાઇને રીશ ચડી

"અને પથારી કહાડી નાંખી. એ તે કંઈ યોગીનાં ખરાં લક્ષણ છે?
"તેથી તે કંઈ સ્વર્ગની પ્રાપ્તિ થતી હશે? અરે પછી મોક્ષની તે
"આશાજ શી?"

ઉક્ત બોલોને તેની સાંભળી મદનગૌરી ઠાગો પુરતાં બોલી,
"બેહેન! દેવ કંઈ નકામા નથી. આ ઠગારા જગતમાં તો એવા ઠગ
"લાખો નીકળે છે પરંતુ વૈકુંઠ સાંકડું છે. પ્રભુ બહુ ચાલાક છે સમજી!"

ઉપરનું વાક્ય પુરૂં થાય ત્યાંતો સરિતાગૌરી જરા કંટાળો
કરી બોલી, ચાલો "બાઈ ચાલો આપણે તે પારકી પંચાત શીદને
જોઈએ. સૌનાં કર્યાં સૌ ભોગવશે; તેમાં તારેને મારે શું સ્નાન કે
સુતક." સરિતાગૌરીનું બોલવું પૂર્ણ થતાં યુવતિ મંડળ ત્યાંથી પ્રયાણ
કરી ગયું.

યોગી પ્રભાત તો આ બોલો શ્રવણ કરતાં શીથીલ–ઢંડોગાર થઇ
ગયો. બિચારો મનમાં ઝંખવાણો પડી ગયો. પોતાના જીવન પર
કંટાળો ઉપસ્થિત થયો અને પોતે ભારે વિમાસણમાં પડયો. નહિ
થયો સંસારે સુખી કે નહિ થયો વૈરાગ્યથી સુખી. ગામનો બળેલો
વનમાં વસ્યો તો કર્મસંજોગે ત્યાં પણ આગ લાગી. સંસારની તીવ્ર
શરડીથી વીંધાએલો જંગલવાસી પ્રભાત હૃદયદ્રાવક ત્યાં રડી
પડયો. પુન હૃદયોદ્‌ગાર કાહાડવા લાગ્યો—

"શું? આ મારૂં જીવન વ્યર્થ થઇ ગયું? મારૂં સહન કરેલું
કષ્ટ શું મેં સર્વસ્વ ગુમાવી દીધું? હા ગુમાવ્યું એકવાર નહિ પણ
લાખવાર ગુમાવ્યુંજ."

પ્રભાત! અરે ઓ અભાગી પ્રભાત! વ્યર્થ તારી ધારણા–તારી

આશા સર્વસ્વ પાણીમાં. હાય... બિચારો હૈયાફાટ રડી પડયો– મુર્છાગત થયો. થોડીવાર પછી સચેત થયો. અંતિમ આત્મઘાત કરવાને લલચાયો કેમકે પોતાને કોઈ ઠરવાનું સ્થાન નથી–ભવિષ્યમાં આશા નથી તો કેવળ દુઃખમય જીંદગી ગુજારવા કરતાં તેનો અંત લાવવો પોતાને યોગ્ય લાગ્યું અને ઉઠયો. આ વૃક્ષ નીચે લટકતી વડવાઇનો પાશ પોતાના ગરદનની આસપાસ વીંટાળી ફાંસો ખાઈ જીવનની પૂર્ણાહુતીની તૈયારી કરી. તે પહેલાં પ્રથમેત્ર શ્રી અખિલેશ્વર અંતર્યામિ પરબ્રહ્મનું ધ્યાન ધર્યું–પ્રેમથી પ્રણિપત્ય કર્યું. તે થઇ રહ્યા પછી માત પિતાનું ધ્યાન ધર્યું–માનસિક નમન કર્યું બાદ ધરણી દેવીને અને અંતનું પ્રભુશ્રી યમદેવને નમન ક`.

પોતે ઉઠી પોતાના હાડપિંજરને આંચકો આપે ત્યાંતો "હાં" શબ્દ તેના કર્ણગોચર થયો. કોઇ તેને આત્મઘાત કરતાં અટકાવતો હોય તેમ ભણકાર થયો. પોતે અટકયો અને આસપાસ નિહાળે ત્યાંતો વૃક્ષના મુળમાંથી કોઇ દેવ સ્વરૂપ કે જેના કર કમળમાં દંડ ધારણ કરેલો હતો, શરીરે રૂષ્ટપુષ્ઠ પરમાત્મા સ્વરૂપ અવધુત યોગીશ્રીએ દર્શન આપ્યું.

પ્રભાતને આ બનાવે વિસ્મયતામાં લીન કર્યો. તેણે સવિનય પુનઃ પુનઃ પ્રેમપૂર્વક પ્રણિપત્ય કર્યું.

વાચક બંધુ! હાલતો આપણે "પ્રભાત દંદને" આ માહાત્મન્ દંડીને સ્વાધિન કરી આપણે આ ત્રયોદશ પરિચ્છેદનો અંત આણી જરા વિરમીશું.



# ચતુર્દશ પરિચ્છેદ.

## પ્રભાતચંદ્રને આત્મઘાત નહિ કરવા વિષે ઉપદેશ.

આ સંસારમાં કોઇ જગોએ વીણાના મધુર શબ્દો થાય છે, કોઇ જગોએ હાય હાયનાં રૂદન થાય છે. કોઇ ઠેકાણે આનંદ! કોઇ ઠેકાણે કલેશ એવો હે માહાત્મન્ પ્રભુ શું આ સંસાર અમૃતવાળો છે? શું સુખકર છે? પ્રભાતે પોતાનું મસ્તિષ્ક નમાવી બોલવું અવલંબાવ્યું. પ્રભુ! મને આ સંસાર કેવળ વિષરૂપ જણાયો છે. તેની ખોટી વાસનાથી મને કંટાળો ઉપજ્યો છે. હું તેનાથી વિરકત થયો છું છતાં કોણ જાણે મારાં કયાં જન્મનાં પાપ મને તે તરફજ દોરે જાય છે. હવે હું હારી ચુકયો છું–મને તેનો ભય લાગે છે. હવે મને જીવવું કંટાળારૂપ લાગે છે, તો પ્રભુ મને મરવા દો કે હું આ સંસારની મોહરૂપી કપટ જાળમાંથી ફસાતાં બચું. પુનરૂત્તરમાં આ માહાત્મન્ દંડીએ શાંતિદાયક વચનોથી તેને શાંત કર્યો અને ઉપદેશની શરૂઆત કરી. "બેટા શાંત થા. આ સંસારના ગમે તેવાં મજબુત બંધનો આત્મઘાતરૂપી હથિઆર તોડી શકે છે તેવું તારૂં માનવું છે? પરંતુ હે વત્સ! તેમાં તું મોટી ભુલ કરે છે. **આત્મઘાત** એટલે આત્માની હત્યા કરવી તે આત્મઘાત. આ સંસાર ઉદધીમાં પોતાથી થતા તમામ પ્રયત્નો કરીને સામે મોક્ષરૂપ કિનારે પોહોંચવાની આકાંક્ષાવાળા વ્યકિતની આશા ભંગ કરનાર આત્મઘાત છે.

આત્મ હત્યા એ અજ્ઞાત જીવાત્માઓની અઘટિત શૈલી છે તે તું નકી માન.

આ સંસાર સાગર તરવાના ઝાઝને ડુબાવવાની કોશેશ સિવાય હે બાળક તું કંઇ પણ કરી શકયો નથી. તું પોતેજ તારી પોતાની બેસવાની ડાળી વૃક્ષ ઉપર ચડી કાપવાને તૈયારીમાં હતો. શું તેમાં તું તારૂં ડાહાપણ સમજે છે? તું જાણે છે કે જીવતો નર ભદ્રા પામે છે. જીવતો વ્યક્તિ એક વખત નાશ થએલી આશા કે ચીજને પુનઃ પ્રાપ્ત કરવા સમર્થ થઈ શકે છે. મૃત્યુ! એ તો આ જીવાત્માની આ સંસાર માટેની છેલ્લી હુંફ છે. છેલ્લોજ અંત છે.

કહ્યું છે કે "આપ મુઆ પીછે ડુબ ગઇ દુનિઆ" કદાચ તું અંધારમાં અઘોર પાપ કરીશ, નહિ કરવાનાં કાર્ય કરીશ કિન્તુ જો તું જીવતો હોઇશ તો તેનું નિવારણ કોઇ વખત કરવા અવશ્ય સમર્થ થઇશ, અને તે પાપમાંથી તું મુક્ત પણ થઈ શકેજ. પરંતુ ઉપર્યુક્ત જીવની હયાતી હોય ત્યારેજ.

ભલા! આ તારી કાયા કેવળ યોગમય છે. તારા બોલવા ઉપરથી તું ખરેખરો વૈરાગ્ય વૃત્તિ વાળો માલુમ પડે છે, છતાં તારી મનોવૃત્તિએ આમ અવળો માર્ગ કેમ પકડયો છે! જો તું ખરો યોગી-વૈરાગી હો તો ગમે તેવું વિપત્તિનું વાદળ તારી શું વિસાતમાં છે. મને જણાવીશ કે એવી કઇ સંસારની ધુંસરીથી તું કંટાળી ગયો છે? વગેરે અનેકાનેક પ્રશ્નોનો ખુલાસો માહાત્માશ્રીએ પ્રભાતની પાસેથી જાણવા ઇચ્છા દર્શાવી પોતે મૌન રહ્યા. પ્રભાતે પુનરૂત્તરની પહેલ કરી, માહાત્મા દંડીને પોતે ભાવપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કર્યાં અને બોલ્યો.

પુજ્ય માહાત્મન! હું આપને વંદન કરૂં છું. હું આ વિશ્વ

વિષયોથી વિરક્ત બનવા વૈરાગ્ય વૃત્તિને ચાહતો વિશ્વમંદિરમાં વિચરતો જીવ છું. આ જીવન મુસાફરીની ઉંડી ખાઇમાં મેં ઝાંખીને જોયું તો કોઇ પણ ઠેકાણે જીવને સુખ શાંતિ અને વિરામવાનું સ્થાન હજુ સુધી તો નજરે નથીજ પડયું.

કેટલાક સંસારી જીવડાઓ સંસારની મોહ જાળથી ફસાએલા; કેટલાક સંસારની વિટંબણાથી આવર્ણાએલા અને કેટલાક પોતાના જીવન માર્ગથી ત્રાહાય ત્રાહાય થતા જ્યાં ત્યાં જોવા સિવાય મને કંઇ જણાયું નહિ. અરેરે કોઈનું નહિ લેવું કે દેવું, કોઇનો નહીં અપરાધ છતાં આ અભાગીયું નસીબ બેઉ ડગલાં આગળનું આગળજ. અણચિંતવી શત્રુતા ઉપસ્થિત થાય છે. પ્રભુ આપ કહો કે તે કેમ સહી શકાય, અરેરે આ અભાગી જીંદગી તે કેમ ગુજારી શકાય? ઉમર નાની છે પરંતુ આ દેહ ઉપર દુઃખનાં વૃક્ષ ઉગવાં બાકી છે. સંસારના મુંઘામારથી પ્રભુ હું ઘાયલ થઈ ગયો છું. આ કાયાએ વૈરાગી કફની પેહેરી છે ખરી પરંતુ તે કફનીના રહસ્યની ખબર નથી. આ જીવને દુનિઆની ઉપાધીથી વિરક્ત થવાની ઇચ્છા છે. પરંતુ તે ઉપાધીને કેમ અળગી કરવી તેથી જીવ પોતે તદ્દન અજાણ્યો છે. પ્રભુ હવે તો આ અજ્ઞાન જીવ ઉપર અનુગ્રહ કરો અને ગુરૂ ઉપદેશ આપો. અને આ દુનિઆના મારથી મુક્ત કરો. પ્રભાતે પોતાના ઉપર વીતેલી તમામ વિતક કહી સંભળાવી, ગુરૂ-મંત્રની યાચના કરી.

ફંડીશ્રી ઉત્તર આપતાં બોલ્યા—બાળક! આ દુનીઆ દોરંગી છે **દો** એટલે બે અને **રંગી** એટલે રીતવાળી—રંગીલી—રંગવાળી **દોરંગી:** બે રીતવાળી એટલે જેનો ભરૂસો નહિ થઇ શકે તેવી અથવા તેના બીજા અર્થમાં તેને દોષ એટલે આળ ચડાવનાર કહી

શકાય છે, તે વિષે તારે ખાત્રી કરવી હોય તો શ્રી વિશ્વંભર-વિશ્વ-નાયક જગ્ત પ્રતિપાળ શ્રી કૃષ્ણચંદ્રનું ઉદાહરણ લે. તેવા સમર્થ માહાત્મા સરખા જ્યારે તેને જીતી શકયા નથી—તેનાથી હાર પામ્યા છે તોપછી તારૂં કે મારૂં શું ગજું ? કેમકે શ્રી કૃષ્ણચંદ્રે જ્યારે નરકાસુર અધમાત્મા કંસનો વધ કર્યો ત્યારે તે દોષ આપવાવાળી દોરંગી દુનિઆએ શ્રી કૃષ્ણચંદ્રને મામાના રક્તનું પાન કરનારનું આળ શિરા-રોપણ કર્યું. પોતે કુળ-નિકંદન વિશેષણથી સંબોધાયા. બાળક ! શું તે દોરંગી દુનિઆ નોહોતી જાણતી કે પાપાત્મા કંસનો કેટલો જુલમ હતો ? તેના અઘોર કૃત્યનો કેટલો પાર હતો. ? તેવુંજ બીજું ઉદા-હરણ શ્રી પરમાત્માના દશ અવતાર માંહેના એક અવતારનું સ્વરૂપ શ્રી રામચંદ્રનું લે. અભિમાની, દેવોનો કટ્ટો શત્રુ-ધર્મનો સંહારક-પાપાત્મા રાવણ જેવાનો સંહાર કરી જ્યારે પૃથ્વી ઉપરનો ભાર ઓછો કર્યો ત્યારે દોરંગી દુનિઆએ માહાત્મા શ્રી રઘુપતિને બ્રહ્મકુળ સંહારકનું આળ શિરારોપણ કર્યું. માટે ભાઇરે ! દુનિઆ આદિ અનાદિથી શું કોઇથી જીતાઇ છે કે તે તારાથી જીતી શકાશે ? નહિજ.

દોરંગી દુનીઆના અપવાદોને શાંતિથી સહન કર, તેં જે કાર્યમાં તારૂં મન પોવ્યું છે તેમાંજ લીન થા. તારા કાર્યને સિદ્ધ કર.

જરા દિર્ઘદ્રષ્ટીથી જોઇશ તો તને ચોખ્ખું જણાશે કે કાળની ગતિનો વેગ કેટલો ઝડપી છે. તે વેગ વિદ્યુતના ચમકારાની માફક વહ્યો જાય છે. માટે ચેતનહાર તું ચેતી લે, તારા ભાગ્યના વહનનું સાધન સાધી લે.

માહાત્મા દંડીશ્રીએ પ્રભાતના હૃદયમાં બળતા સંતાપરૂપ અગ્નિ ઉપર બોધરૂપ જળનું પુનઃ સિંચન કર્યું.

મન ચંચળ છે તેને વશ કેમ કરવું ? માથે આવતું ન ધાર્યું વિપત્તિનું વાદળ ખસેડી, આ ભવસાગરમાં ગોથાં ખાતું દેહરૂપ નાવ સહીસલામત ઇશ્વર ચર્ણાર્વિંદરૂપ કિનારે કેમ લાવવું તેનું ભાન કરાવવા પરોપકારી દંડીશ્રીએ પ્રભાતનો કર ઝાલ્યો અને આ સ્થાનથી ઉદયશ્રંગ તરફ પોતાના આશ્રમનો પંથ પકડ્યો અર્થાત ત્યાંથી પ્રભાતને દંડીશ્રી પોતાના આશ્રમમાં લઇ ગયા.

પ્રભાતને પોતાના આશ્રમમાં દંડીશ્રી લઇ ગયાપછી કેટલાક દિવસો સુધી તેને કેટલાંક તપશ્ચર્ય સ્થાન બતાવી કેટલાંક તપીવર્યોના તપોબળ વગેરેનું અવલોકન કરાવ્યું. તેના હૃદયકુંજમાં આવર્ણાએલા કેટલાક મલિન સંસ્કારો ઉપર પુનઃ પુન; બોધરૂપ વારિનો નિત્ય છંટકાવ કરી ધોઇ નાંખ્યા.

પ્રભાતચંદ્રનાં હવે ચડતાં પાણી થયાં. તેના સુખનો પ્રકાશ તેના મુખ-કમળપર દ્રષ્ટિગોચર થયો.

---

# પઞ્ચદશ પરિચ્છેદ.

## પ્રભાતચંદ્ર પુનઃ મોહપાસમાં.

I slept and dreamt that life was beauty
I wake and found that life was duty

Anonymous.

"હું સુતો અને જાણ્યું કે જીવન સૌંદર્ય-વિશ્રામ સ્થાન છે પણ"
"જાગ્યો અને જોયું કે જીવન કર્તવ્ય છે અર્થાત સંસાર સ્વપ્નવત્ છે."

**संसार विषया सक्तो ब्रह्माहमितियो वदेत्**
**ब्रह्म कर्मोभय भ्रष्टस्तं त्यजेदन्त्यजं यथा**

એક ગ્રંથ.

સંસારના વિષયોમાં આસક્તિ હોય છતાં જે "**अहं ब्रह्मास्मि**" 'હું બ્રહ્મ છું' એમ કહે છે તે મનુષ્ય બ્રહ્મ તેમજ કર્મ બન્નેથી ભ્રષ્ટ થએલો ગણાય. તેવા ઉભય ભ્રષ્ટ મનુષ્યને તો ચાંડાલાદિ પેઠે ત્યજવો અર્થાત તેનાથી દૂર રહેવું.

વાચકગણ! આ ઠેકાણે મારી લેખિની આગળ વધતાં કોણ જાણે આમ આનાકાની કેમ કરે છે? થોડીવાર પછીની રકઝક થયા પછી મને કંઇ જણાવતી હોય તેમ મને જણાયું અને તે નીચે પ્રમાણે હતું.—

"લોકો કહે છે કે જમાનો બદલાયો છે. શું તે સત્ય છે? જમાનો બદલાયો છે કે જમાનાંનાં મનુષ્ય!! ઉભયમાંથી કોણ બદલાયું છે તેની હું ભારે ગુંચવણમાં છું.

આજની ઉધરતી ઓલાદ! આધુનિક રાજ્યભાષાનું સેવન કરી એકાદ બે પુંછડાં પ્રાપ્ત થયાં કે બસ પોતે પોતાને સર્વસ્વ માની લે છે. પોતે પારંગત થવાનો ગર્વ કરે છે.

પોતાનો જન્મ એક ગરીબ કુટુંબમાં હોય છે. ગરીબ પીતા જ્યારે પુત્ર મોટો થશે, કંઇ કેળવણી પામી કોઇ સારા ઓધાએ કે ધંધાએ ચડી મારૂં દુ:ખ ફીટાડશે વગેરે અનેક ધારણાઓ રાખી પોતે

સુખે દુઃખે પુત્રને શીખાવે છે—કેળવે છે. ભોગજોગે ભાઇ બી. એ. કે એલ. એલ. બી. નું પુંછડું મેળવવા પામે છે તો ભાઇ—ગોટપીટ, બુઢા પીતાથી લજવાય છે—બુઢાની ડેસ ઘરમાંથી કાહાડવાની વેતરણ કરે છે.

આજના સુધરેલા પોષાકથી સજાવી પોતાની પ્રિયેત્તમા સાથે પ્રિયતમ આનંદમાં ગુલતાન રહે—આર્ય જેવા પવિત્ર ધર્મને અળગો કરે—હોટલનાં ભોજનો અને પીઠાંઓમાં મધુપાનના બાટલાઓ ફોડવામાં પોતાની શ્રેષ્ઠાઇ માને ત્યારે પ્રિય વાચકવૃંદ! તારે ને મારે શું સમજવું? જમાનો બદલાયો કે જમાનાનાં મનુષ્ય? ભાઈ જમાનો નહિ પણ મનુષ્ય બદલાયાં છે, જમાનો તમને એમ કંઇ કહેતો નથી કે તમો છતી આંખે હાથમાં દીવો લઇને કુવામાં પડો.

અરેરે ક્યાં છે એ વિપ્રો જે જપ, તપ, અને હોમ કરતા, ક્યાં છે એ ક્ષાત્રિય જાયા કે જે સમરાંગણમાં માથાં મુકી પોતાનો નેક અને ટેક નિભાવતા—ગૌબ્રાહ્મણનું રક્ષણ કરતા. ક્યાં છે એ વેપારના ઉચે શિખરે પોહોંચનારા વૈશ્યો કે જેના પ્રતાપે પોતાના નાણાંનો વ્યય ગૌબ્રાહ્મણોના પરોપકારાર્થે વાપરતા! ક્યાં છે એ શુદ્રો કે જે દ્વીજોની પ્રેમથી સેવા ઉઠાવતા, ક્યાં છે! ક્યાં છે! ઓ ભારતવર્ષ તારી જાહોજલાલી? ક્યાં છે તેવાં તારાં પવિત્ર સંતાનો! ક્યાં છે તારી શ્રેષ્ઠતા! ક્યાં છે તારી ગૌરવતા!!!

ઓ આર્ય શાસ્ત્ર! તારા કયા પૃષ્ટ ઉપર, કંઇ પંક્તિમાં અને કયા શબ્દોમાં તેં આજ્ઞા આપી છે કે, નૈતિક કર્મનો ત્યાગ કરવો—મુર્તિનું ખંડન અને ધર્મને ધૂતકારવો! અભક્ષ્ય ભક્ષનો ભેદ કલ્પિત પણ નહિજ કરવો! ત્રિયાને શિરછત્ર અને વડીલ બિચારૂં તુચ્છ મગતરૂં!!

વાચકગણ! ઉપર્યુક્ત બાબતથી મને ખાત્રી છે કે તું તદ્દન તો અજાણ્યો નહિજ હશે! એવા મગજના તર અને અક્કલના બોથ-મીર એકાદ પણ વ્યક્તિનો અનુભવતો હોવોજ જોઇએ. કદાચ ન હોય અને જાણવાની ઇચ્છા હોય તો અત્યારના ગોટપીટમાં ભણેલા ભાઇઓ તરફ જરા નજર નાખવાની મારી તને વિજ્ઞાપના છે. જરૂર તને એક નહીં પણ **એકવીસો** મળી આવશેજ.

દેવી આર્ય! તારા શાસ્ત્રોનું રહસ્ય તારાં સંતાનો સમજતાં શીખે અને વર્તે તેજ ઇચ્છી હું મારી હૃદય ઉર્મિને હવે પ્રભાત તરફ દોરૂં છું.

વાચકગણ! આપણી વાર્તાનો નાયક હાલ ક્યાં છે? કોના પરિચયમાં છે તે તને સ્મરણમાં તો હશેજ.

પરમાત્મા સ્વરૂપ દંડીશ્રીના પવિત્ર પરિચયમાં આવવા છતાં કોણ જાણે પ્રભાતના કલ્યાણ માર્ગમાં ક્યાં પાપ કર્મો વિઘ્ન કરે જાય છે, અરેરે અત્યારે કેવી માહાનમાં માહાન ભુલ કરે છે.

“પ્રભાત! તને આજ બે બે અઠવાડીઆંથી શું સુજ્યું છે? સંસારના માયારૂપ કીચડમાં તારૂં મન કેમ ખૂચ્યું છે? ઓ ગાન-તાનમાં ગુલ થએલા મૃગ! તને કેમ યાદ નથી આવતું કે આ ગાન પારધીનું કપટ છે. તારી પાસે રહેલી કસ્તુરીને મેળવવાની લાલચનો આ તારા નાશનો પ્રયત્ન છે. ઓ મણિધર! તું પણ કેમ મોરલીના નાદમાં લીન થયો છે. તે તારૂં ફસાવવાનુંજ સાધન છે શું તું તે નથી જાણતો? પ્રભાત! તારા હૃદયમાં મોક્ષની ઇચ્છા છે—સંસાર કડવો લાગ્યો છે છતાં તું તેનીજ ઇચ્છા કાં કરે છે?”

પ્રભાતને આજે બએ અડવાડીઆંથી સુખનો મોહ થયો છે, અને તેથીજ પાસેના ફાલી રહેલા ઉદ્યાનમાંથી કેટલાંક સુગંધી પુષ્પોને પોતાના આ ક્ષણભંગુર માટીના ગંદા ધાડવાને પુષ્પોના ઢગમાં અષ્ટ પ્રહર લોટવામાંજ ગુજારે છે. પોતાના સુઇ રહેવાના સ્થાનમાં કેટલાક પુષ્પોનો ઉપભોગ નિરર્થક કરે છે.

આ વાત જો કે માહાત્મન્ દંડીશ્રીથી અજાણીતો નહતીજ. પોતે પ્રભાત શું વર્તન વર્તે છે તેની ચિકિત્સા પોતે સારી પેઠે કરતા હતા. પ્રભાતને હવે તેની ભુલનું ભાન કેવી રીતે થાય, શું મારે તેને કરાવવું કે તેને ખત્તા ખાવા દઉં ? ના ના તેને નુકસાન થાય તે પહેલાં કોઇ પણ ઉપાએ મારે તેની ભુલ સુધારવી યોગ્ય છે. તેને કહેવાનો લાગ પોતે ઘણો શોધતા હતા કિન્તુ હજુ પોતાને મળી શકયો નહિ હતો.

કોઇપણ પ્રસંગે તેના કલ્યાણ માર્ગમાં નડતો મોહરૂપ કંટકનો નાશ સત્વર થવો જોઇએ, નહિ તો વિપરિત થશે–કલ્યાણને માટે પ્રભાતનું સહન કરેલું કષ્ટ મેહેનત નિષ્ફળ થશે.

આજે એક કાડીપુત્રને પ્રહાર કરતાં પ્રભાતને માહાત્મા દંડીશ્રી ઓચિંતા જોઇ ગયા. અત્યારનો પ્રસંગ પોતાને મળેલો અમુલ્ય લાગ માની લે છે.

પોતે પ્રભાત પાસે આવી કાડીપુત્રને પ્રહાર કરતાં અટકાવતાં બોલ્યા–" બાળક ! આ તું શું કરે છે ? પ્રાણી માત્રપર દયા, અને ક્ષમા રાખવી તે ઓ યોગી તું તારો યોગ ધર્મ કેમ ભુલે છે ? આ બિચારા કાડીને નિર્દય થઇ તેના ઉપર કાં પ્રહાર કરે છે ?

ઉક્ત ગુરૂશ્રીનું બોલવું સાંભળી પ્રભાતે પ્રત્યુત્તર આપ્યો. પુજ્ય !

આ કાઠી પુત્ર અપરાધી છે. મારી નજર સમક્ષ તેણે મારો અપરાધ કર્યો છે, હું તેને તેની શિક્ષા કરૂં છું. શું તેમાં અપરાધ કર્યો લેખશો પ્રભુ? અપરાધીને શિક્ષા થાય શું તે ન્યાય વિરૂદ્ધ લેખાશે?

વત્સ! તેણે શું અપરાધ કર્યો છે તે જરા જણાવીશ? ગુરૂશ્રીએ કાઠીપુત્રના અપરાધને જાણવા માગ્યો.

"તાત! પ્રથમ અપરાધ તો તેણે એ કર્યો કે આ આશ્રમમાં આવવાનો શું તેનો અધિકાર છે? નહિજ; કેમકે તે અશુદ્ધ ક્ષુદ્ર જાતિનો છે. આ તપોવન તપીવર્યોના તપને અર્થે છે–પવિત્ર લેખાય છે. વળી તેણે પ્રદિપ્ત અગ્નિમાં ધૃત હોમ્યું. આ પુષ્પોના ઢગમાંથી પોતાની અજ્ઞાનતાએ કેટલાંક પુષ્પો પોતાની નાસિકાગ્રે પરિમલ લેવાની ઇચ્છાએ લીધાં અને તેજ પાછાં આ પુષ્પોમાં નાંખી આ તમામ પુષ્પોને નિરર્થક કર્યાં. શું આ ઉભય અપરાધ ક્ષમાને યોગ્ય છે પ્રભુ?" પ્રભાતે કાઠીપુત્રનો અપરાધ નિવેદન કર્યો.

પ્રભાતનું બોલવું શ્રવણ કરી ગુરૂશ્રીએ બોલવા માંડયું.

"બાળક! માઠું લગાડીશ નહિ. તને ખબર હશે કે દર્દીને કટુ ઔષધ વૈદ આપે છે તે શાને માટે? દરદીને મારવા નહિ કિન્તુ ઉગારવા. હું તને એ બોલ કહું છું તે તને અત્યારે કદાચ અરૂચીકર થશે પરંતુ તું નક્કી માનજે કે તે તારા અહિતને માટે નથી પણ હિતને માટે છે–તારા કલ્યાણને માટે છે.

મને કહે કે આ કાઠીપુત્રે પોતાનો અધિકાર નથી છતાં પોતે અધિકાર ચલાવ્યો–આ આશ્રમમાં પ્રવેશ કર્યો–આ પુષ્પોનું નુકસાન કર્યું–દેવ ઉપયોગને માટે તેણે નકામાં કર્યાં તેપણ ખરૂં, જેથી તેણે

અપરાધ નથી કર્યો તેમ તો કહી નજ શકાય.

જ્યારે આવો અપરાધ ક્ષમાને લાયક તેં લેખ્યો નથી તો પ્રથમ તો કે જે આજ પખવાડીઉં થયાં આવા પંચદશ ઢગને જેણે ચગદોળી નાંખ્યા છે નિરર્થક કર્યા છે. શ્રી પરબ્રહ્મ પુરૂષોત્તમ પ્રભુના મસ્તકે ચડનારાં પુષ્પો જે પોતાના બિછાના તરીકે વાપરે, પોતાના શરીર ઉપર વેરી મગ્ન થાય–પોતાની ચાલુ બેડકમાં ગુદાથી ચીમળી નાખે તેવા તે અઘોર પાપીને શું શિક્ષા થવી જોઇએ કે જે થએલી શિક્ષા યોગ્ય લેખાય ?"

પ્રભાત ગુરૂશ્રીના ઉક્ત પ્રશ્નથી ઝંખવાણો પડી ગયો–તેના હૃદયમાં આઘાત થયો. ગુરૂશ્રી અન્ય અપરાધી વિષે નથી કહેતા પણ મુજ અપરાધીને વિષે બોલે છે તે પોતે સારી રીતે સમજી ગયો. પોતાના હૃદયમાં પોતે અપરાધ કબુલ કર્યો. ગુરૂશ્રીના ચરણમાં પડી બિચારો રડી પડતાં બોલ્યો.—

" તાત ક્ષમા, આપ જે અપરાધી વિષે વાત કરો છો તે અન્ય
" નહિ પણ હુંજ છુ. તે મહાન ભુલ મારાથી થાય છે.

" ત્યારે ઓ મોહ લુબ્ધ ! ભાન ભુલેલા જીવાત્મા ? તારેજ
" માથેવાગી રહેલું મોતનું નગારૂં છતાં તું અન્યને કાં જગાડવા ગયો ?
" અંધ ઉબોટે વહી જઈ તુંજ કુપમાં પડવાની તૈયારીમાં છતાં અન્યને
" કાં ઉગારવા ધાયો ? કહે ખરૂં કહે. આજ બબે અઠવાડીઆથી શું તને
" સુખનો મોહ નથી થયો ? તું આ પવિત્ર સુગંધમય પુષ્પોને મારા
" અને તારા અંતર્યામિ પરમાત્માનાં મસ્તકે ચડનારાં તેનો તેં કેવો
" દુરાગ્રહ ઉપયોગ કર્યો છે ? અરે પ્રભુનાં મસ્તકને દિપાવનારાં–
" નાથના હૃદયને આનંદ આપનારાં આવા પુષ્પોનો નાશ તારાથી

"કેટલો થયો હશે તેનું તને ભાન છે? બોલ તેં તે પાપ નહિ કર્યું
"લેખાશે? તેં અધિકાર નહિ છતાં અધિકાર ચલાવ્યો શું નહિ મનાશે?
"આ બિચારા અજ્ઞાત કાઠીપુત્રે તો માત્ર પરિમલજ ગ્રહી પોતાના
"ચૈતન્ય આત્માને તૃપ્ત કર્યો પરંતુ તું તો તેથી વધી ગયો છે.
"સુગંધી ગ્રહી તારે તારા આત્માને તૃપ્ત કરવો હતો કે જેનાથી જેટલાં
"પુષ્પો તારાથી નિરર્થક થયાં તેટલાં તો ન થાત?" ગુરૂશ્રીએ તેની ભુલ પુરેપુરી બતાવી.

પ્રભાત વિહ્વળ થયો. તેનાં ગાત્રો શિથિળ થયાં. બિચારો બોલવાને પણ અશક્ત થયો. ચક્ષુમાં ઝળઝળીયાં ભરાઈ ગયાં. અંતઃકરણમાં પૂર્ણ પસ્તાયો, હવે તો પોતાની બગડી બાજી ગુરૂજીના હાથમાં સુધારવા મુકી, ગુરૂજી પ્રતિ નમ્રતાથી ઉચર્યો.

બચાવો પ્રભુ બચાવો આ ભાન ભુલેલા શરણાંગતને શરણમાં ગ્રહો. આ અધમાત્માએ ઘણી ઠોકરો ખાધી છે, છતાં હજુ ખાધેજ જાય છે. આપ જેવા પારસમણીનો સંગ છતાં હું જડ હૃદયનો જડ પાષાણજ રહ્યો છું તાત. પ્રભાત વળી પોતાને ધિક્કારતાં ફરી બોલ્યો.—

ઓ પ્રભાત! તું અઘોર પાપી છે—અભાગી છે. તું આ સ્થાન આ (યોગી) સ્થીતિને લાયક નથી. તું નર્કનો અધિકારી છે. હાય દૈવ! મારી શું ગતિ થશે. ઓચિંતી ચકરી આવી બિચારો ધરાપર પટકાયો—મૂર્છાગત થયો.

ગુરૂશ્રી તેના મન ઉપર સચોટ અસર થઈ છે સમજી પોતાનો પ્રયત્ન સફળ થયો માની સંતોષ થયા. મૂર્છાગત પ્રભાતને ધીરજ આપી ચેતન કર્યો. બેટા! શાંત થા. તારાં સર્વે પાપ નષ્ટ થઇ

ગયાં છે તું શુદ્ધ થયો છે.

પોતાનાં કરેલાં દુષ્કૃત્યની જે બીલકુલ પરવા કરતો નથી તેના ઉપર ઇશ્વરનો કોપ વધતો જાય છે. કિન્તુ પોતાના કરેલા દુષ્કૃત્યનો જેને પસ્તાવો થાય છે તેના ઉપર શ્રી પરમાત્મા અનુગ્રહ કરે છે, તેના અપરાધ ક્ષમા કરે છે. વત્સ! તું પવિત્ર છે—સુસંસ્કારી છે. પરંતુ તને પ્રારબ્ધ યોગ નડતો જણાય છે પ્રભુ તેમાંથી તને બચાવો, તારૂં કલ્યાણ કરો.

બાળક! અત્યારે ભલે તું યોગી રૂપમાં છે પરંતુ અત્યારનો તારો યોગ, સંસ્કાર રહિત લેખી શકાય. જેથી તું ખરો યોગી નહિં પણ શુદ્ધ વૈરાગી ગણાય. વાનપ્રસ્થાશ્રમનું તેં પૂર્ણ મનન કર્યું—તેમાં તું અનુભવી થયો છે તે મારાથી ના કહી શકાય તેમ નથી. હવે તો મનોનિગ્રહ કરતાં શીખી મનને વશ કર. ગુરૂમંત્ર લઇ ગુરૂને ઓળખ. કેમકે ગુરૂ વિના જ્ઞાન નથી અને જ્ઞાન વિના મોક્ષ નથી તે હું આગળ તને જણાવી ગયો છું. માટે આવ બેટા હું તને મન સિદ્ધ કરવાનું હથિઆર બતાવું તે હથિઆરની સાહાયતાએ મન સિદ્ધ કર. પછી ગુરૂને પ્રાપ્ત કર.

---

# ષોડશ પરિચ્છેદ.

## પ્રભાતને મનોનિગ્રહ કરવાનો ઉપદેશ.

ગુરૂ—गु શબ્દ स्त्वन्ध कारो [illegible] અને रु શબ્દ रतीन रोधक: અર્થાત

ગુતિમિર અને રુ એટલે ( તેનો ) નાશ કરનાર. તિમિરને અજ્ઞાન રૂપ અંધકારનો નાશ કરે તે ગુરૂ.

ગુરૂશ્રીએ પ્રભાતને હમેશના નિયમાનુસાર ઉપદેશ આપવો ચાલુ કર્યો. આજનો વિષય મનોનિગ્રહ કરવા બાબતનો હતો. ચંચળ મનને દ્રઢ કર્યા વિના ગુરૂ પ્રાપ્તિ થતી નથી. ગુરૂ વિના જ્ઞાન નથી અને જ્ઞાન વિના મોક્ષ નથી માટે ચંચળ મન સ્થિર થાય તેની પ્રથમ આવશ્યકતા છે.

ગુરૂશ્રી પોતાનું બોલવું અવલંબાવતાં બોલ્યા—હે વત્સ! મન ઈન્દ્રીયોનો રાજા છે, તેને વશ કરવાથી ઇન્દ્રીયો વશ થઇ શકે છે માટે તું મનોનિગ્રહ કર. મનોનિગ્રહ કરવાનું મુખ્ય સાધન સત્સંગ, વાસનાનો ત્યાગ, સ્વસ્વરૂપનું જ્ઞાન, વેદાંત શાસ્ત્રનો વિચાર અને પ્રાણના ચલણનો નિરોધ આટલા ઉપાયો મનનો નિગ્રહ કરી શકે છે. વળી મોક્ષની ઇચ્છા રાખવા વાળા મુમુક્ષને પ્રથમ વિચાર, સંતોષ, અને સદાચારની જરૂર છે.

**વિચાર** એટલે હું કોણ ? કયાંથી આવ્યો ? ક્યાં જવાનો ? સત્યાસત્યનું જાણવું વગેરેનો વિવેક કરવો તેનું નામ વિચાર છે.

**સંતોષ** એજ મોક્ષ સુખ છે. સંતોષ ગમે તેટલી વિપત્તિમાં આવી પડતાં ઉદ્વિગ્ન થતો નથી. જેનું મન સંતોષમય બન્યું છે તે ગમે તેટલો દરિદ્રિ થતો હોય તો પણ તેને મન કે તનની પીડાઓ વ્યથા કરી શકતી નથી.

ઉક્ત ચાલુ બોધ શ્રવણ કરતાં પ્રભાતને વચમાં શંકા ઉપસ્થિત થઇ અને તે શંકાના સમાધાનાર્થે પોતે બોલ્યો. મહાત્મન્

જેમ બને તેમ મન સંયમમાં રાખવાનું આપ કહો છો કિન્તુ પ્રભુ મારૂં મન હું સંયમમાં રાખી શકતો નથી. જ્યારે જ્યારે હું મારૂં ચિત્ત ઇશ્વિરાધનામાં પરોવું છે ત્યારે ત્યારે મન માકલડું અનેકાનેક ઉપાધીમાં પડે છે. ઘણું વાળવા છતાં એકાગ્ર થતું નથી. હૃદયમાં વિધવિધ બાબતોથી વળગી ભ્રમણામાં પડું છું. પ્રભુ મને તેની ભ્રમણા થતી અટકે અને મારૂં મન એકાગ્ર થાય એવો કોઇ સેહેલો ઉપાય હોયતો બતાવવા કૃપા કરો. પ્રભાત મૌન થયો.

પ્રભાતના પ્રશ્નથી ગુરૂશ્રી ખુશી થયા અને પોતાનો ચાલુ બોધ અવલંબાવ્યો.

બાળક! તારો પ્રશ્ન યથાર્થ છે. તેનું સ્પસ્ટીકરણ હું તને સવિસ્તર કહી સંભળાવું છું, તું તે એકાગ્ર ચિત્તે શ્રવણ કર.

મન ચંચળ છે એ હું આગળ કહી ગયો છું. પ્રથમ ઉપર કહ્યું તેમ સત્સંગ, વાસનાનો ત્યાગ, સ્વરૂપનું જ્ઞાન આદિ અનુભવ્યાથી મનોનિગ્રહ થઇ શકે છે. છતાં તે ઉપાય તને વિકટ ભાસતો હોય તો હું તને બીજો ઉપાય બતાવું છું.

**मौन्यं सर्वार्थ साधयेत्** મૌનતાથી સર્વ અર્થને સાધી શકાય છે. માટે બાળક! આ સુત્રનું તું મનન કરી તેને અનુભવ.

મૌનતા જો કે એક વિકટમાં વિકટ શૈલી છે ખરી, કિન્તુ તેના સેવનનું રહસ્ય ઘણુંજ ફળદાયક છે.

સ્વાભાવિક રીતે હૃદયમાં કદાચ ક્રોધ ઉપસ્થિત થયો અને સાહસ કરવાને મન તલપ્યું પરંતુ તે સમયમાં મૌનતા રૂપ જળનું જો સિંચન કરવામાં આવે છે તો જરૂર તે ક્રોધનો ભડકો શાંત

થઈ જાય છે. માટે ભાઈરે ! તું ઉક્ત સુત્રને તારા હૃદયમાં ઉતારી તેનું સેવન કર. ચલિત થતા મનને સ્થિર કરતાં શીખ. ગુરૂશ્રી આગળ બોલવા જાય ત્યાંતો વચમાં પ્રભાતને વળી પુનઃ શંકા થઇ ગુરૂશ્રીને કહેવા લાગ્યો.

પ્રભુ ! વાંધો માત્ર એટલોજ નડે છે કે મન ઘોઝારૂં મૌનતા ગ્રહીજ કેમ શકે ?

ગુરૂશ્રી ખુલાસો કરતાં બોલ્યા. વત્સ ! તે ટેવ પાડવાથી બની શકે છે. જેમ સીડીપર ચડનાર એકથી બે અને બેથી ત્રણ એમ આગળ અનુક્રમે સહસ્ત્ર તેમ ચડતાં ગમે તેવા ઉંચાણ ઉપર જઈ શકે છે તેવીજ રીતે પળથી ઘટિકા અને ઘટિકા પછી પ્રહર અને પ્રહર પછી દિવસો અને વરસોમાં ધીરે ધીરે થોડી થોડી આદતે તેના ઘાટ પરિચયમાં આવી શકાય છે. મૌનતાનું ખરૂં સાધન કષ્ટને સહન કરવાનું છે. કષ્ટ સહી શકનાર પ્રાણુ મૌનતા ગ્રહી શકે છે.

ગુરૂશ્રીએ પોતાના યોગબળથી એક બાણશૈયા ઉપસ્થિત કરી. પ્રભાત તો આ બનાવ સર્વે મુંઘે મ્હોડે જોઇજ રહ્યો. ત્યાંતો પોતે પ્રભાતને બતાવતાં બોલ્યા જો આ શૈયા તરફ નજર કર. તેના ભાલાની કેવી તીવ્ર અણીઓ છે. અરે તે કેવી ભયંકર ભાસે છે. તપીવર્યો રાત્રી દીવસ આનાજ ઉપર બેસવામાં અને સુવામાં નિર્ગમન કરે છે, શું આ અણુંઓ તેમને દુઃખ નહિ કરતા હશે ! વત્સ ! અનુભવ મેળવતાં મેળવતાં મેળવી શકાય છે. આ શૈયાનો અનુભવ પાછળથી શું ફળ આપે છે તે તને શું નથી ખબર–શું તપીવર્યોનાં સુ–આક્રમોથી શું તું તદ્દન અજ્ઞાત છે !

પ્રભાત તો ટગર ટગર જોવાજ લાગ્યો—કેટલીક પળતો જડભરથ જેવો થઇ ગયો. ગુરૂશ્રીએ તેના વપુને પોતાના કરથી હિલ્લોળ્યું ત્યારે પોતે જાણે નિદ્રાથી જાગ્રત થયો ન હોય તેમ પોતાનાં બંધ થએલાં નેત્ર ખુલ્લાં કર્યાં. ગુરૂશ્રીના પ્રશ્નથી પોતે બોલ્યો—પ્રભુ ! એક સોઇની અણીની વેદના એક ક્ષણ આ કાયા સહી શકતી નથી તો આ શૈયામાં મઢેલી જણાતી અસંખ્ય લોહ શૈયાની પાર વિનાની વેદના કેમ સહી શકાશે ?

બાળક ! તું જાણે છે કે ઇશ્વરપદ કેટલું દૂર અને દુર્લભ છે ? તે બાણ શૈયાના એક એક અણુઓ જેટલા દુઃખદાયક તને જણાય છે તેથી સહસ્ત્રગણા કલ્યાણકારક છે તે તારે નક્કી માનવું.

જ્યારે તું આ એક તુચ્છ કષ્ટ સહન કરવાની હિંમત નથી કરી શકતો તો યોગ અને સન્યાસ જેવું વિકટ વ્રત તું કેમ પાળી શકીશ—તું તારૂં કાર્ય કેમ સિદ્ધ કરી શકીશ ? અરેરે ઇશ્વર પદ કેમ પ્રાપ્ત કરીશ ?

તારી માફક વૈરાગ્ય વૃત્તિને ચાહનારાવાળો વૈરાગી વ્યક્તિ સુખ અને દુઃખ પ્રિય અને અપ્રિય—મારૂં અને તારૂં સર્વે સમાન લેખે છે અને તારે પણ લેખવું તે ઓ વૈરાગી ! તારૂં કર્મ છે. યોગી થયો છે તો તું દુઃખથી કેમ ડરી જાય છે ? તને સુખ અને દુઃખ શું ? ઓ યોગી અહંતા મમતાનો ત્યાગ, કર સુખને ધિક્કાર. યોગીશ્રી મૌન થયા.

પ્રભાતે બાણ શૈયા ઉપર પોતાનો પાદ મુકવાની હિમ્મત કરી અને તે ઉપર અર્ધ મુકયો ત્યાંતો તુરતજ પાછો ઉચકી લીધો—પોતે ગભરાયો—થરથર કંપવા લાગ્યો. યોગીશ્રી પ્રભાતની આ થતી હાલત

જોઇ વિચારમાં પડ્યા. જાજું ખેંચવાથી તુટી જાય તે સુત્ર યાદ આવ્યું અને હાલતો પ્રભાતની વૃત્તિ જેમ દોરાય તેમ દોરાવું પોતાને યોગ્ય લાગ્યું. કેમકે કદાચ કંટાળી તેને અશ્રધા ઉત્પન્ન થશે—આ યોગાભ્યાસને પડતો મુકશે, જેથી બિચારો અર્ધદગ્ધ રહેશે. વગેરે વિચાર કરી પાસે પડેલાં કેટલાક દર્ભાસનો તે ઉપર નાંખ્યાં અને બોલ્યા લે હું તને આ દર્ભાસન નાખી આપું છું. તે તને સાહાયભુત થશે તે ઉપર બેસ—દુઃખ થાય તો મૌન દેવીની સાહાયતા લેજે.

પ્રભાતે પોતાની વૃત્તિને વૈરાગ્યમાં દોરી શૈયા ઉપર બેસવાની પુનઃ હિમ્મત કરી બે ડગ આગળ ધર્યો અને પાછો ખમચાયો. આથી યોગીશ્રી વૈરાગ્યનું ભાન કરાવતાં બોલ્યા—

**अमेध्य पूर्ण क्रमिजाल संकुलं**
**स्वभाव दुर्गंध म शौच मध्रुवम्**
**कलेवरं मूत्र पुरीष भाजनं**
**रमंति मूढा न रमंति पंडिता**

એક ગ્રંથ.

બાળક! આ તું શું કરે છે. આ તારી કાયાને તું લાડમાં રમાડતો હોય તેમ જણાય છે; પરંતુ મલિન વસ્તુથી ભરેલું, કીડાની જાળથી ગુંથાએલું, સ્વભાવે દુર્ગંધ આપનારૂં, અપવિત્ર તથા નાશવંત, મળમૂત્રનું સ્થાન એવું જે શરીર તેમાં આનંદ શો? તેનાં લાડ શાં? તેનાં કોડ શાં? તેતો મૂર્ખજ કરે, પંડિતો તો તેથી સદા અળગાજ રહે છે. જ્યાંસુધી શરીરપર વૈરાગ્ય થયો નથી ત્યાંસુધી ખરો વૈરાગી કહેવાતો નથી અને જેને વૈરાગ્યાદિ ચાર

સાધનો પ્રાપ્ત થાય છે તેજ આત્મ જ્ઞાનનો અધિકારી બને છે અને તે જ્ઞાન પ્રાપ્ત થતાં લક્ષ ચોરાશી જન્મ મરણના ફેરાથી મુક્ત થઇ મોક્ષ પદ્વીને પામે છે.

માટે ત્યાગી દે, આ ક્ષણભંગુર માટીના ઘડાનો મોહ છોડી દે, તેનો વિશ્વાસ મોડી દે. આ કાયા અમર નથી, રહી નથી અને રહેનાર નથી-કાળને આધિન જગત તું અને હું સર્વે છીએ. આ સર્વે જુઠું છું.

" જુઠી કાયા, જુઠી માયા જુઠી જાણ જવાની છે;
" છોડી દે, ત્રોડી દે માયા, જુવાની તે જવાની છે.
" કોણ મારૂં ? કોણ તારૂં, કોણ અહીં સંબંધી છે ?
" અલ્પના મેમાન સૌ, જુઠી આ ઉપાધી છે.

ઓ જીવ ! તું આ જીવન મુસાફરીનો એક મુસાફર છે. જો, મુસાફરીમાં સ્થળે સ્થળ તારૂંજ ધારતો હો તો તેમાં તારી ભુલ છે. ઓ જીવ મુસાફર ! તું નક્કી માનજે કે તારૂં નિયત સ્થળ આવતાં તારી મુસાફરીની સમાપ્તિ છે.

રેલવે ગાડીના ઉતારૂઓને પોતાનું સ્ટેશન આવતાં ઉતરી જવાનું છે, તો ડબાની જગા શું ઉતારૂએ પોતાની માનવાની છે ? નહિજ.

જીવ ! આ તારા દેહરૂપ ડબાની જગા તારી નથી. તું તો અલ્પનો મુસાફર છે. તારૂં સ્ટેશન આવતાં તારે ઉતરી જવાનું છે માટે તને પુનઃ પુનઃ ચેતાવું છું કે આ દેહરૂપ ગાડીમાં બેઠેલા બીજા મુસાફરો રૂપ ઇન્દ્રીઓથી જોઇએ તો લડી લે; જોઇએ તો તેઓના મોહમાં લુબ્ધ થા.

વત્સ ! મન દ્રઢ કર—હિમ્મત ધર—પ્રભુનું ધ્યાન ધર. આ શૈયાનું

સેવન કર—તારૂં કાર્ય સિદ્ધ કર.

પ્રભાતે યોગીશ્રીના વચનાનુસાર હિંમત કરી શૈયાપર બેસવા મન દોર્યું. અને પ્રભુ સ્મરણ કરી તે ઉપર આસન કર્યું. પોતાને દુઃખ થતાં પોતે મૌન થયો. જોતજોતામાં અર્ધ ઘટિકા વ્યતિત થઇ, તે ઉપર અર્ધ ઘટિકાથી આખી ઘટીકા અને આખી ઘટીકાથી એક બે એમ અનુક્રમે દિવસોના દિવસો વ્યતિત કરવા લાગ્યો. પોતે આજે લગભગ એક પખવાડીઉ તે ઉપર અનુભવ મેળવવા ભાગ્યશાળી થયો.

હવે તો પોતે રાત્રી દિવસ પોતાની ચાલુ બેઠક તે ઉપરજ કરવા લાગ્યો. આ શૈયા તો પોતાને એક સેહેજ રમત સમાન થઇ પડી.

માહાત્મા યોગીશ્રી પ્રભાતને યોગાભ્યાસની પ્રથમ પાયરીએ ચડેલો જોઇ પોતે ખુશી અને સંતોષ થયા.

ખરે સતસંગતની તો બલિહારીજ છે.

સાધુઓનો પવિત્ર સમાગમ આ ભવસાગરમાંથી તારી શકે છે. સતસંગતિથી નિસંગતા, નિસંગતાથી નિર્મોહ અને નિર્મોહથી નિશ્ચલત્વ અને નિશ્ચલત્વથી જીવન મુક્તિ થાય છે.

મહાત્માશ્રીના સતસંગથી પ્રભાત યોગીને પદ પામ્યો અને ભવિષ્યમાં મહાત્મા પદને પામે તે નિશંકજ ગણી શકાય.

---

# સપ્તદશ પરિચ્છેદ.

## યોગાભ્યાસ.

" જેને જગત કરે ન્યારો ખરે તે પ્રાણ અમારો છે;
" કરે પ્યારો પ્રિતેથી જે, નહિ તે પ્રાણ અમારો છે.
" નહિ છે દોસ્ત કે દુશ્મ, અહીં કોઇ અમારો છે;
" અમે તો અલ્પના મેમાન, અમારો પંથ ન્યારો છે.

આજ પ્રાતઃકાળના સમયમાં યોગી પ્રભાત ઉક્ત બોલે ત્યાં તો ગુરૂશ્રી આવી પહોંચ્યા. પ્રભાતની વૈરાગ્ય વાણી સાંભળવાને એક બાજુ ઉભા રહ્યા. પ્રભાતે ફરી બોલવા માંડ્યું.

" અમે લાવ્યા હતા શું લઇ જવાના સંગ,
જવાનો શું ઉધારો છે ?
" અમારૂં કો અહીં છે ના અમારો પંથ ન્યારો છે.
" અમને શું ભોગને ઉપભોગ અમારો પંથ ન્યારો છે;
" અમને શું માન ને અપમાન અમારો પંથ ન્યારો છે.

શિવોહં શિવોહં શિવોહં શબ્દો વચમાં પ્રભાતથી બોલાઇ જવાયા વળી બોલ્યો—

" મળી જો ભાખરી ખાવા કે મળ્યાં પકવાન તોએ શું ?
" મળ્યાં જો બાગ કે વેરાન, કદી સ્મશાન તોએ શું ?

"મળ્યાં જો છત્ર બિછાનાં કે કદી ભોંએ પથારી શું?
"અલંકારે મઢાયા કે, કદી કંથાય તોએ શું?
અસાર આ સંસારના છીએ મુસાફર તો અમે;

"છીએ આજતો નહિ કાલ અમે તો પંથતણા ન્યારા છીએ.

ૐ શિવોઽહં! ૐ શિવોઽહં ૐ શિવોઽહં! પ્રભાત શિવોઽહંનો જાપ જપવાની ધુનમાં પડ્યો, ગુરૂશ્રી પ્રભાતની શુદ્ધ અદ્વૈત ભાવના અને ભક્તિથી ખુશી થયા. પોતે અંદર પ્રવેશ કર્યો. પ્રભાતને વત્સ શબ્દથી સંબોધતાં બોલ્યા. આજે તારી શુદ્ધ ભાવનાથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું. આજે તને મારો વિચાર "યોગાભ્યાસ" સમજાવવાનો છે.

પ્રભાતે ગુરૂશ્રીને આસન આપ્યું અને શિષ્ય ભાવે બેઉ કરજોડી ગુરૂશ્રી સાનિધ્ય યોગાભ્યાસ શ્રવણ કરવા અર્થે બેઠો.

વાચક ગણ! મારે આ ઠેકાણે જણાવવું અગત્યનું થઇ પડશે કે પ્રભાતને મનોનિગ્રહ કરતો જોઇ આ દંડીશ્રીએ ગુરૂ ઉપદેશ આપ્યો હતો. જોકે હજુ સન્યસ્ત આપ્યું નથી. કિન્તુ યોગમાંજ મુકેલો છે. યોગનું પૂર્ણ રહસ્ય સમજાવી યોગ ધર્મ પુરો કરાવી અંતિમ તેને સન્યસ્ત આપવાનો ગુરૂશ્રીનો વિચાર છે, તેથીજ પોતે હજુ સુધી સન્યસ્ત દીક્ષા આપી નથી.

ગુરૂશ્રીએ પોતાના સંભાષણની શુરૂઆત કરી. હે વત્સ! અંતરાત્માનું આ શરીરમાંથી ઉત્ક્રમણ થાય છે. ફરીને તેના ગર્ભમાંથી ઉત્પત્તિ થાય છે અને હજારો તથા કરોડો યોનીઓમાં જન્મ થયાં જાય છે.

**योग** ચાર પ્રકારના છે.

" **राजयोग, हठयोग, मंत्रयोग,** અને **लययोग** "

**राजयोग**—ધ્યાન વડે ચિત્તને એકાગ્ર કરીને કેવળ કુંભકને સિદ્ધ કરવો તે.

**हठयोग**— હઠથી પ્રાણનો નિરોધ કરીને ચિત્તવૃત્તિને એકાગ્ર કરવી તે.

**मंत्रयोग**—રાજયોગમાં ચિત્તને રોકવાથી પ્રાણનો નિરોધ થાય છે, કારણ કે ચિત્ત અને પ્રાણ બન્ને નિત્ય સંબંધ વાળા છે.

ઊપાસ્ય દેવના મંત્રના જપથી ચિત્તવૃત્તિને ઉપાસ્ય દેવમાં સ્થિર કરવી તે મંત્રયોગ.

**लययोग**—કાનમાં મીણ વગેરેની ગોળીઓ રાખી આંતર શબ્દને શ્રવણ કરવો તે લયયોગ કહેવાય છે.

**योगश्चित्त वृत्तिनिरोध**—ચિત્તવૃત્તિનો નિરોધ તેનું નામ યોગ.

યમ, નિયમ, અને આસન વગેરે એકલાથી યોગ સિદ્ધ થઇ શકતો નથી તેમાં મુખ્ય ધારણાની જરૂર છે.

ધારણા કોને કહે છે ?

વશ થએલા ચિત્તને નાભિદેશ, હૃદય, ભ્રૂમધ્ય, મુર્ધા વગેરે કોઇપણ એક પ્રદેશમાં સ્થિર કરવું તેનું નામ ધારણા.

આ ધારણાથી પાપનો નાશ થાય છે પરંતુ તે ધારણા પ્રદેશમાં ધ્યાનની જરૂર છે. ધ્યેયનું ( ઉપાસ્યનું–ધ્યાનનું ) અવલંબન કરવાથી ચિત્તનો જે અખંડ પ્રવાહ તેને ધ્યાન કહે છે.

તે ધ્યાનથી ક્રોધ, લોભ મોહ વગેરે ઇશ્વર સંબંધી જ્ઞાનના વિરોધી ગુણોનો નાશ થાય છે. ત્યારેજ તે સમાધી પાળી શકાય છે.

દયા તથા ધ્યાનનો ભેદ નાશ પામીને એક ધ્યેયાકારરૂપ થવું તેનું નામ સમાધિ.

આ સમાધિ થયા પછી દ્રષ્ટા એવો આત્મા આ સ્વરૂપમાંજ નિમગ્ન રહે છે તે વિષે **श्रुति वाक्य** શું કહે છે તે શ્રવણ કર.

**शांतो दांत उपरत स्तितिक्षुः**
**समाहितो भूत्वा त्मन्ये वात्मानं पश्येत्**

**અર્થઃ**–શાંત, દાંત, ઉપરતિવાળો, તિતિક્ષુ, શ્રદ્ધાવાન્ તથા સમાધાનવાળો થઇને પોતાના અંતઃકરણમાં સાક્ષીભુત આત્મા જુએ છે.

આત્માને ઓળખવાને આવી રીતે શમ, દમ, ઉપરતિ તિતિક્ષા શ્રદ્ધા અને સમાધાન એ ષડ્ સંપત્તિ પ્રાપ્ત કરવાની જરૂર છે. વાંચકબંધુને ષડ્ સંપત્તિનું રહસ્ય નીચેના વાક્યોથી સમજાશેઃ—

**दम**— જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયનો નિગ્રહ કરવો એ દમ કહેવાય છે.

**उपरति**—વિષયોથી ચિત્તવૃત્તિને રોકવી તે.

**तितिक्षा**—સર્વ દુઃખોનું સહન કરવું તે.

**श्रद्धा**–શ્રુતિ તથા આચાર્યના વાક્યપર ભક્તિ રાખવી તે.

**समाधान**–લક્ષ્યમાં ચિત્તવૃત્તિની એકાગ્રતા થવી તે.

એ પ્રમાણે વિવેક વૈરાગ્યાદિ તથા ષડ્ સંપત્તિ મુમુક્ષતાદિ સાધન ચતુષ્ટયં સંપન્ન થઈ અધિકારી બને છે. અને અંતિમ સર્વે ભ્રાંતિ ટળી જઈ જીવન મુક્ત થઇ જાય છે.

સમય વ્યતિત ઘણો થયો છે લગભગ સંધ્યા સમય થવા આવ્યો છે. ગુરૂશ્રીજીએ પોતાનું સંભાષણ પૂર્ણ કર્યું. હાલતો ઉભય સ્નાનાર્થે સરોવર તટપર ગયા.

---

# અષ્ટાદશ પરિચ્છેદ.

## પ્રભાતે પુત્ર–મોહાંધ માતાને કરેલો ઉપદેશ.

અત્યારનો સમય મધ્યાન્હનો છે, પક્ષીઓ વૃક્ષની ઓથે લપાઇ ગયાં છે. રશ્મી દેવ પૂર્ણ કળામાં ખીલી રહ્યા છે. આ તપોવનના ઉત્તર ભણીના માર્ગમાં વૃક્ષોને બાથ ભરતી, તો ઘડીકમાં ધરાપર પટકાતી ઘડીમાં રડતી તો ઘડીમાં હસતી એક અબળા દષ્ટિગોચર થાય છે, તેના વિલાપથી વૃક્ષો ઉપર કોલાહલ કરતાં પક્ષીઓ સ્તબ્ધ થઈ ગયાં. ખરેખર અત્રેનો અત્યારનો ભાસ નિકટના વ્હાલાના મૃત્યુ રૂપ અનુભવાતો હતો.

તેનો શ્યામણો ચ્હેરો તેના રૂદનથી અશ્રુ વિનાનાં ખાલી પડી ગએલાં ઉભય નેત્રોના ખાડા; માંસ, શોણિત વિનાનું હાડપિંજર તે કોઇ મહાન દુઃખ સાગરમાં ડુબી હોય તેની સાક્ષી આપતાં હતાં.

તેના મુંડન કરાવેલા શિરથી અને પત્નિનાં સૌભાગ્ય રૂપ કર ઉપર પરિધાન નહિ કરેલાં સૌભાગ્ય-કંકણુ અને તેના વપુ ઉપરના સાદા પોષાકથી તે વિધવા હોય તેવી કલ્પના થઇ શક્તિ હતી.

તે જીવનથી કંટાળી ગઇ હોય અને મૃત્યુ દેવનું આવાહન કરતી હોય તેમ તેની મુખાકૃતિ કહી આપતી હતી.

જોતજોતામાં આ તપોવનની છેક નિકટ આવી પહોંચી.

યોગી પ્રભાત અત્યારે પંચાગ્નિથી તાપતો હતો. ગોમયથી ચોરસ આકારમાં લેપન કરેલું આ સ્થાન, ચારે બાજુની યજ્ઞ નારાયણુની સ્થાપના, મધ્યસ્થ યોગી પ્રભાતનું પદ્માસનથી બેસવું, સાનિધ્ય યજ્ઞનારાયણુનું સ્તન્દુલ ખરેખર મનોહારક સુરલોક સમાન આનંદ આપતું હતું.

દૈવયોગે પ્રભાતની દૃષ્ટિ આ આવનાર અજાણી અબળા ઉપર પડી. પોતે અલ્પ ઘટિકાતો એકી ટસે નિહાળ્યાજ કર્યું, તેટલાં તે અબળાના મુખમાંથી નીકળતી દયાર્દ્ર વાણી સંભળાઇ—

"ઘડી હસ્તું, ઘડી ફરતું, ઘડી પડતું, ગયું ક્યાંએ ?
"ઘડી ખડતું, ઘડી રડતું, ઘડી રમતું, ગયું ક્યાંએ ?
"કહી માતા બાલુડું, પજવતુંથું ગયું ક્યાંએ ?
"થતું પયપાન તણું જક્રી, બાલુડું ગયું ક્યાંએ ?
"લપાતું સોડમાં સ્નેહે, ગયું મમ બાલુડું ક્યાંએ ?
"મુખેથી બોલ વદી કાલા, રીઝવતું શું ગયું ક્યાંએ ?

ક્યાં છે ? ક્યાં છે ? પ્રિય બાલુડાં તું ક્યાં છે ? બતાવ તારા દેદારને બતાવ, હું તારો વિરહ નથી સહી શકતી. ઉક્ત બોલ બોલતાં

બિચારીનું હૈયું ભરાઇ આવ્યું–ચક્ષુમાંથી અશ્રુ પ્રવાહ ચાલુ થયો. પોતે સ્તબ્ધ થઇ વિચાર સાગરમાં અટવાઇ, તેટલાં પાછી ચમકી. પોતાની ગુમાએલી વસ્તુ જાણે પુનઃ પ્રાપ્ત થઇ હોય અને તેથી હર્ષ ઘેલી થઇ હોય તેમ જણાઇ કંઇક બોલી—

"આવ્યું ! ! ! મારા પ્રિય બાલુડા તું આવ્યું ? આવ મારી "આશાના જીવન, આવ આવ જલદી આવ, મારી સોડમાં છુપાઇ "જા,–સંતાઇ જા. જો જો પેલો ક્રુર રાક્ષસ આ તરફ આવતો "જણાય છે–તને લઇ જશે." બિચારી ઝાંઝવાના જળથી છેતરાઇ, માયા રિપુના મારથી ઘાયલ થઇ. બેભાનાવસ્થામાં પોતાના ઉભય કરો પોહોળા કર્યા અને કોઇને બાથમાં લેતી હોય તેમ ઘેલીએ બાથ ભીડી. અફસોસ અંતે નિરાશા. હવામાં બાથ ભરતાં આંચકો ખાતાં પુત્ર વિયોગીણી માતા એક વૃક્ષ સાથે અફળાઇ, મસ્તિષ્કમાં સખત ઘા થયો, મુર્છાગત થઇ. કપાળમાંથી રક્તની ધારા વહેવવા લાગી.

પ્રિય વાચક ગણ ! આ દુઃખી અબળાનો સમાગમ તને પ્રથમજ થાય છે. તેની ઓળખ માટે તારૂં મન તલસાય તે સ્વાભાવિકજ છે.

આ અબળા તે નિર્ધન પણ ઉત્તમ વિપ્ર કુટુંબની એક વિધવા છે, જેનું નામ "સરલા" છે.

આપણી આ નવલકથાના નાયક "પ્રભાતચંદ્ર"ના ગાઢ સ્નેહી 'વિમળ' નામના વણીકપુત્રના હાથે થએલો ભોગ બિચારો નિર્દોષ 'કિશોર' તેની માતા–જનની તે અબળા આ પોતેજ છે.

પુત્ર કિશોરના મૃત્યુના સમાચારે બિચારીના હ્રદય ઉપર કારી

ધા કર્યો છે. કિશોરના મૃત્યુએજ તેને ઘેલી કરી મુકી છે.

આ સ્થાનથી તેનું વતન નિકટ બે કોસ ઉપરજ છે, તેથી તેણી અવારનવાર આ ઉપવનમાં ઘેલાપણાથી આવે જાય છે. વળી કેટલાક દિવસોના દિવસો પણ પોતે આ વનમાં પાષાણ કે ધરા-ઉપર પડી રહેતાં ગુજારેલા છે અને ગુજારે છે.

કિશોર કેળવાય અને સારા ધંધાને કે નોકરીને લાયક થાય તો પોતાની દુઃખી જીંદગીનો અંત આવી સુખની પ્રાપ્તિ થવાની આશાએ, આ નિર્ધન ગરીબડી અબળાએ કિશોરને પોતાની દ્રષ્ટિથી અળગો કર્યો હતો.

કિશોર પવિત્ર **મુડેટી** આશ્રમમાં **"બ્રહ્મ તેજ વૃદ્ધિ"** કરી પોતાનુ પોષણ કરી ગુરૂજી પાસે વિદ્યા પ્રાપ્ત કરતો હતો. કેટલોક સમય વ્યતિત થતાં એક દિવસ શાળામાં આ કિશોરને અને પ્રભાતચંદ્રને વાતચિતનો ઓચિંતો પ્રસંગ પડયો.

કિશોરની વિનયતાએ પ્રભાતને આકર્ષ્યો, દિવસે દિવસે ઉભયનો પરિચય વધતો ગયો અને તેટલાંસુધી કે ઉભય એકજ માતાના તનુજો છે એમ સૌ કોઇ વગર શંકે મનોમન કબુલ કરી દેતું. પ્રભાતના પરિચયથી કિશોરને પોતાના પોષણ માટેની આપદા ઓછી થઈ કમકે પ્રભાતના પીતા શ્રીમંત છે તે આપણે સારી રીતે જાણીએ છીએ.

"અફસોસ! મનુષ્યનું ધાર્યું શું થાય છે. ગરીબડી સરલાના નસીબ ગરીબજ રહ્યાં. રંકને સાંપડેલું રત્ન રંકના નસીબમાં છાજ્યું નહિ. કિશોરનું ખૂન પાપાત્મા વિમળના હાથે થયું.

બંધુ! આપણે કિશોરના ખુનની હકીકત ચતુર્થ પરિચ્છેદમાં

વાંચી ગયા છીએ જેથી, તે બાબતની વધુ માહિતી મેળવવાની આપણને જરૂર નથી. હવે તો કિશોરના આત્માને શાંતિ મળો તે ઇચ્છી સરલા! બિચારી ગરીબડી સરલાની સ્થીતિ વિષે આપણને વિચાર કરવો ઠીક થઇ પડશે.

કિશોર! એ આ બિચારી વિધવાને ભૂખ્યાને ભોજન, અંધની લાકડી, ગરીબની ગોદડી રંકનું ધન સમાન એકનો એક આ કિશોરજ હતો. બિચારીના આખા રંડાપાનો આધાર આ એક પુત્ર ઉપરજ હતો.

પોતાનું આયુષ્ય જો કિશોરના આયુષ્યમાં ઉમેરાઇ શકાતું હોય તો કિશોરના આયુષ્યમાં વૃદ્ધિ થાય તે આશાએ તેમ કરવાને કદાચજ ચુકે તેવો તેનો વાત્સલ્ય પ્રેમ કહી આપતો હતો. કિશોર કેળવાય—ધંધે વળગે અને પોતાની દુઃખી જીંદગીનો અંત આવે વગેરે આશાઓમાં ને આશાઓમાં આ બિચારી અબળા ગણ્યા દિવસો નિર્ગમન કરતી હતી.

અચાનક કિશોરના મૃત્યુએ તેનું આશારૂપી નાવ નિરાશારૂપ—સાગરમાં ડુબી ગયું—તેના સુખ ઉદ્યાનમાં આગ પ્રગટી—તેના જીવનનું ઉચ્છેદન થયું. વધુ તેના હૃદયમાં કેટલો આઘાત થયો હશે તેનો તોલ કરવો વાચકબંધુ હું તને સોંપું છું.

કિશોરના મૃત્યુ સમાચારે તેના હૃદયની ડાગલી ઉથલાવી નાંખી. સરલા આશારૂપ મેરાણુપરથી સરી પડી. જીવન તેને ઝેર થયું. સરલા બિચારી સરલે ઘેલી બની—ડગલે અને પગલે કિશોરના નામનો જાપ જપવા લાગી. ઘરબાર અને ન્યાતજાતનો તેણે અહીંથીજ ત્યાગ કીધો. ગમે ત્યાં ગમે તેમ રાનેરાન ભટકવા લાગી. આજ બબે વર્ષ બિચારીએ આમને આમ રખડતાં અને રજળતાં ગુજાર્યાં છે.

યોગી પ્રભાતે તો આ અબળા તરફ જોયાંજ કર્યું. અંતિમ તેણીના મુખના એક શબ્દે પ્રભાતચંદ્રના હૃદયને આકર્ષ્યું. પોતાની સ્થીતિનું પોતે ભાન ભૂલી ગયો. પ્રભાતના ચક્ષુમાંથી અણુચિન્તવ્યો શ્રાવણ ભાદ્રપદ નીકળવા માંડયો. પોતાનો પૂર્વાશ્રમ પોતાની દ્રષ્ટિ સમક્ષ તાદ્રશ્ય ખડો થવા લાગ્યો.

આ શબ્દ કયો હતો ? આ શબ્દ અન્ય નહિ પણ "કિશોર" હતો. કિશોર નામ સાંભળતાં જો કે પોતે કિશોરની જનેતાને દીઠે ઓળખતો ન હતો કિન્તુ સરલાને નામે જાણતો હતો. પોતે મનમાં સમજી ગયો કે "આજ સરલે કિશોરની માતા હશે." બિચારીને પુત્ર વિયોગે ઘેલી કરી છે.

"પ્રભાતચંદ્ર" ઉપર માયા રિપુએ જરા પોતાનું પ્રબળ અજમાવ્યું. મિત્ર કિશોરના સદ્ગુણ, તેની માધુર્યતા તેનો વિમળ પ્રેમ, તેનું સદ્વર્તન વગેરે પોતાને આવી ઠબકો ના આપતાં હોય તેવું અનુભવવા લાગ્યો. થોડી ઘટીકા તો પોતે શોકસાગરમાં ડુબી ગયો તેટલાં તેને યોગ ધર્મ યાદ આવ્યો.

"હું યોગી !! હું રસ્તો ભુલું છું. મને માયા રિપુ પોતાની જાળમાં ફસાવવાની તૈયારીમાં છે. હું છતી આંખે અંધ થાઉં છું વગેરે યોગી–ધર્મનું પોતાને સ્મરણ થયું. તુરતજ ચેતી ગયો.—

ચંચળ મનને બોધરૂપ પાશથી વશ કર્યું. વૈરાગ્યરૂપ હથિઆરથી માયા રીપુને હાંકી કાહાડયો.

જોતજોતામાં સરલા છેક આવી પહોંચી—આ તપોવનમાં પ્રવેશ કર્યો—અંદરના વિશાળ કુપ તરફ વળી. ઉપર ચડી અને અંદર પતન

કરે ત્યાંતો યોગી પ્રભાતે "હાં" શબ્દથી અટકાવી અબળા ખમચાઈ અને આ યોગી પ્રભાતને નિહાળમાં પોતે લીન થઇ.

**परोपकारायसतां विभुञ्जतयः**—પરોપકાર પારકાનું હિત—તેજ પોતાનું કલ્યાણ—પોતાના જીવનનું સાર્થક પ્રભાતે માનું લીધું.

આ અબળાને સમજાવી તેનું ચિત્ત ઠેકાણે લાવી ઈશ્વરાનુ ગાનમાં જોડવાનો તેણે નિશ્ચય કર્યો.

પોતે ઉઠયો અને સરલા પાસે આવી શાંતિદાયક વચનોથી તેને શાંત કરી. પાસેના વૃક્ષ પાસે લઈ ગયો ત્યાં તેને બેસાડી જળપાત્ર લાવી જળ પાયું. પોતે તેની સાનિધ્યજ આસન કર્યું.

ઘેલી સરલાના મુખમાંથી "પુત્ર કિશોર"નો જાપ અખંડ છે કિશોરના નામની ધૂન ઘડીપણ અટકતી નથી. પુત્ર વિયોગે બિચારીનું હૃદય છિન્નભિન્ન કરી મુકયું છે. છિન્નભિન્ન થએલા હૃદયને સુધારવાનું પ્રભાતે બોધરૂપ ઔષધનું પાન કરાવવાની શુરૂઆત કરી—માતાથી સંબોધતાં પોતાની વાણી ચાલુ કરી.

"માતા! આ તમો શું કરો છો? જરાતો જંપો અરે જરા
"તો વિરામો. શું તમારો પુત્ર કિશોર સદૈવ અમર રહેવાનો હતો?
"નહિજ. હમણા નહિ તો પછી, વર્ષે, દશે, પંદરે કે પચાસે જવાનો
"તો હતો. નામ તેનો નાશ—જાયું તે જવાનું શું તે તમો નથી
"જાણતાં? ઘટમાળમાં જેમ અનુક્રમે મણકા આવે જાય છે તેમ આ
"સંસારરૂપી માળામાંથી મર્ણ—જન્મરૂપ મણકા આવે જાય છે—કુદ-
"રતની ખુબીથી શું તમો ડાહ્યાં છો? તમો જાણો છો કે માયા
"માર ખવરાવનારી છે. પુત્રરૂપ માયા જાળથી તમો વિમુખ થયાં

"તેમાં હું નથી ધારતો કે તમારૂં નુકસાન થયું હોય!" શત્રુનો ભાર "ઓછો થયો. જરા કહેશો કે તમારૂં શું બગડયું?" પ્રભાત આગળ બોલવા જાય ત્યાંતો સરલા વચમાંજ બોલી ઉઠી.

"યોગીરાજ! મારૂં શું બગડયું છે? શું તે આપ પ્રશ્ન કરો છો કે મારી હાંસી? બિચારીની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. હૃદયદ્રાવક રવે બોલી—

યોગીરાજ! મારૂં જરી બગડયું નથી પણ ઘણું બગડયું છે. મુજ ગરીબનું ધન લુટાઇ ગયું છે. મારા વિરામ સ્થાનમાં આગ લાગી છે—મારી જીવન વાડી છુંદાઇ ગઈ છે—મુજ અંધની લાકડી ભુખ્યાનું ભોજન અને આ નિરાધાર અબળાનો આધાર ભાગી ગયો છે, કહો યોગીજી! શું મારૂં ઓછું બગડયું છે? સરલે ચોધાર રડી પડી.

યોગી પ્રભાતે બોલવું ચાલુ કર્યું.

ઓ પુત્રમાં મોહ પામેલી પુત્ર–લુબ્ધ અબળા! તમારી સમજ શક્તિ ઉલટી છે—તમારૂં કિંચિત બગડવાને બદલે ઘણું સુધર્યું છે. એક મહાન શત્રુની પીડા તમારા માથેથી ઓછી થઇ છે તે તમને ક્યાં ખબર છે.

પ્રાણી માત્રના કર્મ સંસ્કારોએ દરેક પ્રાણીને આ લક્ષ ચોરાશી ફેરામાં ફરવું પડે છે. આ જન્મનાં લેખાંનો હિસાબ શ્રી સરજનહારના ન્યાય દરબારમાં આપવો પડે છે. માગતો લેણદાર કે દેવાદાર, પુત્ર રૂપે કાં લેણું પતાવે છે કાં આપે છે, તેના પૂર્ણ નિમિત્તનાં ક્રિયમાણો પૂર્ણ કરી ચાલ્યો જાય છે. આ જડ પંચ તત્વના ખોળીઆમાં રહેલા ચૈતન્ય આત્માને કોણ માતા અને કોણ તાત!

કોણ સ્નેહી ને કોણ સંબંધી? મોહમાં લુબ્ધ થએથી ઓ માતા જરા વિચાર કરી ખોટી પુત્ર રૂપ માયાને અળગી કરી સાચી પ્રભુ ભક્તિ રૂપ માયાને પકડો જેથી આ તમારી જીંદગીનું કાંઈક સાર્થક થાય.

ઓ માતા આવ્યાં છો રળવા તો ગાંઠની મુડી ગુમાવવાનો ધંધો કાં આદરી બેઠાં છો. અરેરે આ પંચતત્વનું પુતળું જ્યારે તમારૂં નથી તો તેનાથી ઉત્પન્ન થએલું બીજું શરીર તો તમારૂં ક્યાંથી થશે?

જે શરીરથી જે મળદ્વારા પુત્રની ઉત્પત્તિ થઇ તેજ શરીરથી મલોત્સર્ગ અને પરસ્વેદ દ્વારા જંતુઓ ઘણા પેદા થઇ મરી જાય છે ત્યારે તમને તેનો સંતાપ કાં થતો નથી? શું તે જંતુ આદિ તમારા નથી? જે શરીરથી તમારો પુત્ર ઉત્પન્ન થયો છે, તેજ શરીરથી તે બિચારાં જંતુઓ ઉત્પન્ન થયાં છે તો એક તરફ ભાવ અને બીજા તરફ અભાવ? માતા! મારો પુત્ર મારો પુત્ર ગણી ખોટો અભિમાન રાખો છો તે છોડી દો કેમકે તે અભિમાનજ દુઃખનું કારણ છે તે મુકી દો એટલે સંતાપમાંથી છુટી જશો.

ઘરમાં પાળેલા પોપટને દૈવયોગે બિલાડીથી પકડાય તો તે પોપટ માટે તમને સંતાપ થાય અને રાત્રી દિવસ ઘરમાં રહેનાર ઉંદરને તેજ કાળ રૂપ બિલાડી પકડે તો તમો તેની લેશ પણ ચિન્તા કરતાં નથી એવીજ રીતે પોપટ રૂપ પુત્રના માંસ માટીના ગંદા ઘટ પર મોહ છે. તેની પ્રાપ્તિ માટે તમારામાં અદ્વૈત પ્રેમ જ્યોતિ પ્રગટ થઇ છે પરંતુ માતા તેમાં તમારી કેવળ અજ્ઞાનતા છે. હું ગીતાજીનું વાક્ય તમોને કહું છું તેનું સ્મરણ કરો-મનન કરો.

જે જન્મે છે તેનું મૃત્યુ નક્કી છે તેમજ મૃત્યુ પામેલા જીવનો જન્મ પણ ચોક્કસ છે. માટે ન ટળે એવી બાબતમાં શોક કરવો શું ઉચિત છે ?

સરલાના પાષાણ હૃદયને પીગળાવવા માટે યોગી પ્રભાતના બોધ રૂપ વારિનું સિંચન નકામું થયું. તેના પાષાણ રૂપ હૃદય ઉપર બીલકુલ અસર થઇ નહિ. મુખમાં કિશોરના નામનો જાપ ઘડી મુકતી નથી. વ્યોમ જાણે તેના પુત્ર કિશોરને મેળવી આપનાર ન હોય તેમ વ્યોમ તરફ પોતાના ઉભય કરો ઉંચા કરી વિહ્વળ હૃદયે જોઈ રહી ત્યાંથી નિરાશ થતાં જાણે વસુંધરા દેવીએ તેના પુત્રને જાણે પોતાના પડળમાં ના સંતાડી મુકયો હોય અને તેમાંથી શોધી કાહાડવાની ઇચ્છાએ કેટલીક જગાએ ઉંડા કુપ સમાન ખાડા ખોદવા લાગી. બિચારી ત્યાંથી નિરાશ થતાં પર્વતના શિખરો અને ઉંચા વૃક્ષોને પોતાના પુત્ર કિશોરને કયાંઇ જતાં જોતાં હોયતો પોતાને જણાવવા વિનવવા લાગી ત્યાંથી નિરાશ થતાં વનનાં પશુ-ઓને દિન વાણીથી કિશોરની ભાળ પુછવા લાગી. સરલાએ પોતાના રડવામાં વધુ ઉમેરો કર્યો.

સરલાની ડાગલી બેસાડવા પ્રભાતનો પ્રથમ પ્રયત્ન નિષ્ફળ નીવડયો. પોતે બીજું વલણ પકડયું અને તેવા રૂપમાં બોલવા માંડયું.

“ માતા ! તમારે તમારા પુત્રને મળવું છે ? ”

સરલા જાણે કિશોર પ્રાપ્તજ ન થઇ ગયો હોય તેમ હર્ષ ઘેલી બની અને પ્રેમાળ તુટતા સ્વરે ઉચરી.

હા, હા, મળવું છે. એ મારા આશાના તારને વળગવું છે !

સરલાએ આતુર્તા બતાવી.

"કિન્તુ કદાચ તમારો કિશોર તમને તરછોડશે તો? યોગી પ્રભાતે શંકા બતાવી.

"મારો આજ્ઞાકિંત પુત્ર મને ખાત્રી છે કે મને કદી નહિજ તરછોડશે. એ મારો વિયોગી પુત્ર મને પ્રેમથી ભેટી પડશે. અમો પ્રેમાળ વિયોગી માત-પુત્ર પ્રેમથી મળીશું અને એક એકના બળતા હૃદયને ઠારીશું. માહાત્મન્! અમો ઉભય ભેગાં મળી તમારો ઉપ-કાર માનીશું. તમોને આશિશ આપીશું. બતાવો ક્યાં છે એ મારૂં ગરીબનું ધન. સરલાએ પુત્રને મળવાની પૂર્ણ આકાંક્ષા બતાવી.

ભલે હું બતાવું કિન્તુ તમારે મારી સાથે એક શરત કબુલ કરવી પડશે. યોગી પ્રભાતે પ્રશ્ન કર્યો.

કબુલ છે. મારી જીવન દોરી કીશોરને બતાવશો તો કહેશો તો કુપમાં ઉતરીશ—કહેશો તો અગ્નિમાં પ્રવેશ કરીશ—કહેશો તો હળાહળ વિષનું પાન કરીશ." સરલાએ ખાત્રી આપી.

ઠીક છે, તો જુઓ પ્રથમેવ તમારા પુત્ર કિશોર રૂપે મને સમજી તમો કિશોરથી મને સંબોધો. હું તમારા કીશોર રૂપે તમને ઉત્તર આ-પીશ. હું તમને પ્રશ્ન કરૂં તેનું સમાધાન કરો—ઇચ્છા કરૂં તે ઇચ્છા પૂર્ણ કરો, જો તમો મને સંતોષ કરશો તો અવશ્ય તમો તમારા સાચા કિશોરને પ્રાપ્ત કરી શકશો. બોલો છે કબુલ? પ્રભાતે ખુલાસો માગ્યો. પુત્ર પ્રેમી સરલાએ વગર શંકાએ કબુલ કરવાનું સાહસ કર્યું. કિશોર ભાવે યોગી પ્રભાતને જોવા લાગી; પુત્ર કિશોરથી સંબોધતાં ઉચરી.

પ્રિય, પુત્ર, વ્હાલા કિશોર! બાપુ તું કયાં ગયો હતો? તારૂં

હૃદય દયાળુ છતાં આવું છેક કઠોર કેમ થઇ ગયું? શું તારી ગરીબડી માવડી તને બબ્બે વર્ષે પણ યાદ ન આવી? વત્સ આવ મને ભેટ આ તુજ પ્રેમી તારી માતાના વિયોગી–વિહ્વળ હૃદયને શાંત કર. સરલાએ એકદમ પુત્ર ભાવે યોગી પ્રભાતને ભેટવા છલંગ મારી.

યોગી પ્રભાત પોતાને સ્પર્શ કરે ત્યાંતો તિરસ્કારયુક્ત કિશોરરૂપે વદ્યો.—

" ખબરદાર! મને સ્પર્શ કરીશ નહિ. અરે ઓ ઘેલા સ્વભાવની
" ઘેલી તું કોણ છે? કિશોરરૂપે યોગી પ્રભાત અજાણ્યો થયો.

" કોણ? હું કોણ છું? શું આ પુત્ર કિશોર પ્રશ્ન કરે છે?
" નાનપણમાં માતાના થાનનું પાન કરનાર–રાત્રી દિવસ તેની છાયામાં
" પડી રહેનાર–માતા વિના ઘડી છુટું નહિ રહેનાર શું તે પ્રેમાળ બાલુડું
" પોતાની માતાને વીસરી ગયું? સરલાએ નાનપણની યાદ અપાવી.
" ઘડીની સગાઇ ઘડીમાં નાશ પામી? ખરેખર કહ્યું છે કે વિદ્યુતના ચમ-
" કારાનું આયુષ્ય? કેટલું જન્મ મરણના ફેરનો આંટો કેટલો? અલ્પજ.

" ધિક્કાર! ઓ માયાવી પુતળી તેજ તારી સ્નેહ જાળે મને
" ભુલાવ્યો–નાહક મને લક્ષચોરાશી જન્મ–મરણના ફેરમાં અટવાવ્યો.
" ઓ લેણદાર શત્રુ જો તું મારી લેણદાર ન હોત અરે મારા
" પુર્વ જન્મમાં તારૂં રજક મારાથી ભુલમાં ચોરાઈ જવાયું ન હોત તો
" મને આવી અલ્પ મૃત્યુ શિક્ષા કદી ન થાત. મેં તારૂં લેણું ચુકાવ્યું
" છે–હું તારા દેવામાંથી મુક્ત થયો છું–હું તારાથી છુટો થયો છું.
" તું મારાથી છુટી થઈ છો. હવે કૃપા કરી અહીંથી ચાલી જા, મને
" મારાં અન્ય લેણદારોનાં દેવાં ચુકાવવાનાં છે, તેમ કેટલાક દેવા-

" દારોનાં લેણું પતાવવાનાં છે. મારા માર્ગમાં તું કંટકરૂપ ન થા—
" અહીંથી ચાલી જા—કિશોર ભાવે યોગી પ્રભાતે કહ્યું. તેને તરછોડી
" કાઢાડી—તેની વૃત્તિને આંટીગુંટીમાં નાંખી. બિચારી અમુંઝાઇ—તેનું
" હૃદય ભરાઈ આવ્યું—શોકમાં ડુબી—પૃથ્વી ઉપર પટકાઇ.

સરલા ! અરે ઓ ઘેલી સરલા ! તું તો એની એજ રહી. સરલાનો પુત્ર—મોહ ટાળવાને યોગી પ્રભાતે પોતાની તમામ બુદ્ધિ ખરચી નાંખી. હવે શું કરવું તેની સુજ પ્રભાતને બીલકુલ પડી નહિ. અંતિમ તેણે ઇશની સાહાયતા માગી. શ્રી અખિલેશ્વર પરમાત્મનનું સ્મરણ કર્યું. શ્રી પરિબ્રહ્મ પુરૂષોત્તમ ભક્તના કાચા સુતરના તાંતે ખેંચાઇ આવ્યા. પ્રભુએ પ્રભાતના અંતરમાં અદ્વૈત બુદ્ધિ રેડી.

સરલાની ચિત્તવૃત્તિ આમ ઠેકાણે ન આવી તો કિશોરનાં સાક્ષાત સ્વરૂપદ્વારા સરલાની પુત્ર—મમતાનું ઉચ્છેદન કરવાનું મનમાં સિદ્ધ કર્યું.

પોતાના યોગ પ્રભાવે યોગી પ્રભાતે આ તપોવનના થોડા ભાગને સ્મશાન આકારમાં ફેરવી દીધું. મધ્યસ્થમાં એક કાષ્ટની ચિતા અંતરિક્ષથી ઉપસ્થિત કરી ગોઠવી દીધી. ચિતા ઉપર એક પુરૂષનું શબ ઓચિંતું અદ્રસ્યથી આવી પડ્યું.

યોગી પ્રભાત સરલાને આ શબ બતાવતાં બોલ્યો—ઓ પુત્ર મોહાંધ અબળા ! તારૂં ચિત્ત તારા પુત્રમાંજ રચી રહ્યું છે, તો ભેટ આ ચિતા ઉપરના તારા પુત્રને અને તારી ઇચ્છાને તૃપ્ત કર.

ઉક્ત બોલવું સાંભળી સરલાને હર્ષ થયો. પોતે ત્વરીત ત્યાંથી ઉઠી, ચિતા પાસે આવી પહોંચી અને ચિતા ઉપરના શબને નિહાળે

ત્યાંતો આબેહુબ પુત્ર કિશોરના દેદાર પોતાની નજરે પડયા. સરલાએ પોતાની આતુર દ્રષ્ટિને આ શબને ધારી ધારીને જોઇ તૃપ્ત કરી. નેત્રામાંથી પ્રેમનાં અશ્રુ આવ્યાં. પોતે હર્ષદ ચેહેરે બસ ટગર ટગર નિહાળ્યાંજ કર્યું. તેટલાં શબનું હૈયું ધબકવા માંડયું. સરલાના આનંદમાં વધારો થયો. પયમાં શર્કરા ભળી. આતુર ચિત્તે વધારે આતુરતા પકડી. મુખવાણી સાંભળવાને આકર્ષાઇ કિન્તુ અફસોસ હજુ શબના મુખની વાણીનો અભાવજ—સરલાના હૃદયમાંથી ધૈર્ય છુટી ગયું વિનવણી ચાલુ થઇ.

" કિશોર! બાપુ કિશોર શું તું આમ છેક પલટાઈ ગયો ?
" મારો મટી તું ખરેજ પરનો થયો ? તું તારી શિશુ અવસ્થામાં મને
" શું કહેતો હતો ? મને તારા તાતના મૃત્યુથી શું દિલાસો આપતો
" હતો. શું તું તે સઘળું ભૂલી ગયો ? બાપુ બોલ, એકવારતો બોલ.
" તારા કાલા કાલા બોલ આ તારી પ્રેમાળ માતાને સંભળાવી
" જરાતો ભાગ્યશાળી કર. જો—જો આ મારૂં હૃદય ચીરીને જો.
" અંદર તારો વિયોગરૂપ વન્હી કેટલો સળગે છે. આ મારા જીવન
" પ્રદેશમાં જરા નીખીને તો જો. અંદર જ્યાં અને ત્યાં કેવું ઉજ્જડ—
" સ્મશાનવત્ ભાસે છે. સરલા શબપર પટકાઇ પડી તે ઉપર ધરાઇને
" રડી—કલ્લોલ કરતાં પક્ષીઓ થોભી ગયાં, આ કરૂણુરવની દયા
" ખાવાને લલચાયાં.

" શબના ધબકતા હૈયામાં વધારો થયો. યોગી પ્રભાતે સરલાને
" આ શબ ઉપરથી જરા દૂર ખસેડી. બાદ તે ઉપર યોગ મંત્ર પોતે
" ભણ્યો. શબના એકએક અવયવોમાં જાગૃતિ આવી. શબ ચિતા ઉપર
" બેઠું થયું. સરલાની આશ્ચર્યતામાં પાર ન રહ્યો. તેના શરીર ઉપર

"આનંદની છાયા છવાઇ રહી. પ્રેમ ભાવે શબને ભેટવા દોડી પણ "અફસોસ! શબે તેને ત્યાંજ અટકાવી–બિચારીને તરછોડી કાહાડી.

"ખબરદાર! તું કોણ છે? કોને ભેટવા ધાય છે? ઘેલી ભેલીતો નથી થઇ. શબે ઉપરા ઉપરી પ્રશ્નો કર્યા.

"કિશોર! શું તું મને નથી ઓળખતો? હું તારી માતા!!! સરલાએ હર્ષ ઘેલાપણામાં યાદ અપાવી.

"માતા? આ આત્માને માતા કોણ? તાત કોણ?

**जातो बालो युवावृद्धो मृत्यो जातःपुनः स्तथा**
**बंभ्रमी त्येष संसारे घटी यंत्र समोऽ वशः**

**पंचीकरण.**

"આ અજ્ઞાની જીવ સંસારને વિષે ઘટી યંત્રની પેઠે એટલે જેમ કુવા ઉપર રેહેંટમાં ઘટમાલ હોય જે ફરીને હેઠળ જઈ પાછા ઉપર આવે છે અને જેમ કુંભારનો ચાક ચક્ર તથા ઘાણીનો બેલ સદા ફરે છે તેમ પરવશ થયો થકો જન્મે છે. બાળક થાય છે. અને અજ્ઞાનથી જીવ પોતાના સ્વરૂપને ભુલીને જન્મ મરણ રૂપી ઘટમાલમાં ફરી ફરીને મહા દુઃખ ભોગવે છે, અજ્ઞાની જીવને તેની અજ્ઞાનતાની શીક્ષા મળે છે."

"ઓ ઘેલા સ્વભાવની ઘેલી તને પુત્ર ( મારા ) પ્રતિ આટલી મમતા કેમ લાગી છે? કોના પુત્ર! કોનું બાર! કોનું ધન! દ્રવ્ય પૃથ્વીમાં, પશુઓ કોડમાં–પુત્ર અને સગાં સ્નેહીઓ સ્મશાન સુધી ને દેહ ચિતામાં રહે છે. પરલોકમાં તો એકલો જીવ પોતાના કર્મને

અનુસરી એકલોજ જાય છે. આ આત્માને માત કે તાત કોઈ છેજ નહિ. સ્નેહી, દ્વેશી પોતે ઓળખતોજ નથી. આ ચૈતન્ય આત્મા જે કર્મ સંસ્કારોએ–શિક્ષાને પાત્ર હતો તે ભોગવી આવ્યો–કદાચ અધુરી હશે તો ભોગવશે. પુત્ર મોહમાં લુબ્ધ બનેલી એ પુતળી! જેને તું પુત્રથી સંબોધે છે તે આત્મા તે નિમિત્તથી આજ બે વર્ષથી છુટો થયો છે. તેના ઉપર તારો કંઇ હક નથી.

તેથી જો તારૂં મન ન માનતું હોય તો આ જડ ખોળીઆ ઉપર દાવો કર. તેના પાસેથી તું તારૂં માગતું વસુલ કર. તેની અંદર રહેનારા (હું) ચૈતન્ય રૂપ આત્મા તારાથી છુટો થયો છે–તારો ગમે તેટલો ભાવ છતાં આ આત્મા (હું) તારો પરિચય ઇચ્છતો નથી.

જડ રૂપ ખોળીઆમાંથી ચૈતન્ય આત્માએ પ્રયાણ કરવાની તૈયારી કરી. જડ શરીરમાંથી સાક્ષી ભુત રૂપે અળગો ઉભો રહ્યો. ત્યાંતો શબ હતું તેમ જડ થઈ ગયું. સરલા નિરાશ થઇ શબને વળગી પડી. ત્યાંતો એક ચમત્કારે તેને લીન કરી. પંચ મહાભુતો પ્રગટ થયા. તેને ત્યાંથી દૂર કરી પ્રથમેવ આકાશે પંચભૂતો તરફથી સરલાને કહેવા માંડયું. એ સ્વાર્થ અંધ અબળા સબુર. અમોને અમારી મિલકત સંભાળી લેવા દે પછી તારે જે કરવું હોય તે કર.

"**आकाशे**"—કામ, ક્રોધ, શોક, મોહ અને ભયરૂપ પોતાની મીલકત સંભાળી લીધી.

"**वायु**" એ ચલન, વલન, ધાવન, પ્રશારણ, આકુંચન-રૂપ પોતાની થાપણને લીધી.

"**तेजे**" ક્ષુધા, તૃષા, આલસ્ય, નિદ્રા, અને કાંતિરૂપ થાપણુને સંભાળી લીધી.

"**आपे**" શુક્ર, શોણિત, લાલ, મૂત્ર, સ્વેદ (જળ) રૂપ મીલકતને કબજે લીધો અને અંતિમ–

"**पृथ्वी**" એ અસ્થી, માંસ, ત્વચા નાડી અને રોમરૂપ મીલકત લઈ લીધી. સર્વે પોત પોતાના માલિક થયા. દ્રષ્ટારૂપે રહેલો આત્મા તે દેહની સાહાયતાથી થએલા કર્મોનો હિસાબ આપવા પરમાત્માની ન્યાય કચેરીમાં ખડો થયો.

સરલા શબની વાણીથી શ્રવણુ કરવામાંથી નિરાશ થઇ ત્યાંતો શબની આકૃતિ જોવામાંથી પણુ નિરાશ થઇ.

શબ પણુ અદ્રસ્ય થઇ ગયું. બિચારી વિચારમાં ગુમ થઇ ત્યાં તેને કોઇ દેવ વાણી કર્ણુગોચર થવા લાગી.

"**मायाथी आ संसारनी खोटी जाळने त्रोडी दे,**
"**तारा अवळे मार्गे दोराएला चित्तने सवळे मार्गे दोर.**
"**मायामां लुब्ध थएला तारा चित्तने संत समागममां जोडी**
"**श्री प्रभु भक्तिमां लीन कर. कायानुं कल्याण करनार तेज**
"**साचा मार्गने पकड. संसार प्रीतीने अळगी कर, केमके**
"**आ संसार एक कल्पना मात्र छे**"

દેવવાણી બંધ થઈ. સરલાની ડાગલી બેસી ગઈ, પોતાના દેહનું

ભાન થયું. મોહને અળગો કર્યો. ભુલ્યા ત્યાંથી ફરીથી ગણવું—બગડતું બાકીનું જીવન અટકાવવા સંસાર ત્યાગનો નિશ્ચય કર્યો. મોહને અળગો કર્યો—મારૂં તારૂં હૃદયમાંથી ખસેડયું. યોગી પ્રભાતે "[illegible]रणंमम"નો બોધ તેના કર્ણમાં રેડયો. પોતે ભાવપૂર્વક મનન કરવા લાગી. હવે પોતાને ખાત્રી થઇ કે.—

"आ संसार एक कल्पना मात्र छे"

# નવદશ પરિચ્છેદ.

## પરોપકાર.

"पर[illegible]ः परमहि पुण्यम्."

**પરોપકાર મુખ્ય પુન્ય છે.**

**इश्वरेच्छा बलियसि** પરમાત્માની ઈચ્છાજ બળવાન છે. સુખના ઝુલણે ઝુલવું કે દુઃખ સાગરમાં ડુબવું હે માનુષ ! તે તારા હાથમાં નથી. પૂર્વનાં કરેલાં કર્મનાં ફળ આ જન્મમાં ભોગવવાનાં છે અને આ જન્મમાં કરેલાં કર્મનાં ફળ બીજા જન્મમાં એમ અનુક્રમે ભોગવવાં પડે છે. જેમ કૃષિકાર ખેતરમાં જેવું બીજ વાવે છે તેવાજ ફળની આશા રાખે છે તેમજ જીવ આ જીવન રૂપ ખેતરમાં જેવાં જેવાં

કર્મ રૂપ બીજ વાવે છે તેવાંજ ફળની પ્રાપ્તિ સમજવી. માટે હે મનુષ્ય! આર્ય શાસ્ત્રોનું મનન કર–સત્પુરૂષોનો સમાગમ કર અને જેમ બને તેમ તું તારૂં શુભ કર્મ કરે જા. કર્મથી વિમુખ રહીશ નહિ. અસ્તુ.

ઉત્પત્તિ અને નાશ, ઉદય અને અસ્ત, ચડતી અને પડતી એ ઈશ્વરની અલૌકિક ગહન ગતિ છે.

દેહ નાશવંત છે–કાળ ચક્કર મસ્તિષ્કપર સદૈવ ટમ ટમી રહેલુંજ છે. આ અલ્પ જીવન અલ્પ અને પાણીપરના પરપોટા સમાન છે. વગેરે ઉક્ત વિષયથી આપણી આ વિલૌકિક વાર્તાનો નાયક "પ્રભાત ચંદ્ર" જાણીતો થઈ ગયો છે. જુઠો માર્ગ મુકી સાચા માર્ગને પકડયો છે.

અત્યારનો સમય સાયંકાળનો છે. ધંધાથી શ્રમિત થએલા જીવડાઓ વિરામવા પોતાના આશ્રમ પ્રતિ જતા જણાય છે. તસ્કરોની સાહાયભુત રજની દેવીની ચડાઇની શુરૂઆત થઇ ચુકી છે. વ્યોમમાં અર્ક દેવ ક્યારનાએ અસ્ત ( પ્રયાણ ) થઈ ગયા છે.

યોગી પ્રભાત બાણશૈયા ઉપર અવધુત સમાધિષ્ટ પદ્માસનવાળી બેઠો છે. તેની મુખાકૃતિ તરફ દ્રષ્ટિ કરતાં તેનું ભવ્ય લલાટ ચકચકિત થઈ રહ્યું છે. તેના મસ્તિષ્કપરની જટાના છુટા કેશ, તેના વપુપર લેપન કરેલી ભસ્મ, તેના કંઠમાં પરિધાન કરેલો રૂદ્રાક્ષ–ગંઠો તેની સમાધિષ્ટ બેસવાની કૃત્તિ ખરેખર મનોહારક હતી.

થોડો સમય વ્યતિત થયો–પ્રભાત સમાધિથી નિવૃત્ત થયો–ઉઠયો અને સ્નાનાર્થે કુપ તરફ ગયો.

કુપમાં જળ અર્થે જળપાત્રને પોવે ત્યાંતો તેની પીઠ પાછળથી એ હરણો જીવ લઇ સુસવાટાબંધ દોડી ગયાં.

તેનું ચિત તે તરફ આકર્ષાયું. પોતે થોડીવારતો ટગરટગર જોયાંજ કર્યું, તેટલાં એક ત્રીજું હરણુ તેના ચરણુમાં આવીને પડ્યું.

તેનું આખું શરીર રક્તથી ખરડાએલું હતું. વામ માદની નીચે એક ખાડો પડ્યો હતો. અને તેમાંથી શોણિત નીકળતું હતું. આ ઉપરથી તે શરથી વીંધાએલું હોય તેવું કલ્પિ શકાતું હતું. તેના શરીરના તમામ અવયવો કંપતા હતા—ચક્ષુમાંથી ચોધાર નીકળતી હતી. ભયભિત હૃદયે ઘડી ઘડી આસપાસ નજર નાંખ્યાં કરતું હતું, જેથી તે કોઈ ભયંકર આફતમાંથી છુટી આવેલું હોય તેવું ચોખ્ખું સમજાઇ આવતું હતું.

યોગી પ્રભાતે પોતાનો કર તેના શરીર ઉપર ફેરવ્યો. માયા ભાવ દર્શાવ્યો. આથી આ અબોલું પ્રાણી તેના ચરણને ચાટવા માંડયું, કે જે શાંતિ પામ્યું હોય અને તે જણાવતું હોય તેમ માની શકાતું હતું.

આ ઘાયલ પ્રાણીને પોતાના આશ્રમમાં તેની સારવાર અર્થે યોગી પ્રભાત લઇ જવાની તૈયારી કરે ત્યાંતો રાક્ષસ જેવો એક માણુસ દોડી આવ્યો, તેના શરીર ઉપર કટીમાં એક આશરે ત્રણુ ચાર હાથનાં ટુંકા વસ્ત્ર સિવાય અન્ય વસ્ત્ર જણાતું ન હતું. તેના શરીરનો રંગ કાળા કાજળ જેવો કાળો હતો. શરીરનો બાંધો મજબુત અને કદાવર હતો. તેના ચક્ષુમાંહેની ક્રોધાગ્નિની જ્વાળા ચોખ્ખી નીકળતી જણાતી હતી. તેના હાથમાં કેટલાંક શરો એક-કમાન ( કામઠું ) ડરાવે તેવું હતું.

પોત પોતાની ભાષામાં યોગી પ્રભાતને "જોગટા" સંબોધતાં બોલી ઉઠયો. હરણુ બિચારૂં તો ઠંડુગારજ થઇ ગયું–યોગી પ્રભાત પાસે વધારે અને વધારે લપાતું ગયું.

બંધુ ! આ રાક્ષસ સ્વરૂપ કોણ? તે પારધી છે. અથાગ પરિશ્રમ કર્યા છતાં શિકાર હાથ નહિ આવેલો હોવાથી આકુળ–વ્યાકુળ થએલો–નિરાશ થઇ ઘર પ્રતિ પ્રયાણ કરવાની તૈયારીમાં પોતાની એકની એક આશા રૂપ હરણુની પ્રાપ્તિ માટે કોશેશ કરતાં, આવ્યો શિકાર હાથમાંથી છટકી ગએલો જોઇ વ્યાકુળ થએલો આ શિકારી છે. દૂરથી આ હરણુને યોગી પાસે આવેલું પોતે જોઇ ગએલો હોવાથી અહીં દોડી આવ્યો છે; અને યોગી પાસે પોતાના શિકારને જોતાં યોગી પોતાનો શિકાર લઇ જશે તે અજ્ઞાનતાએ પોતાના ક્રોધનો પાર રહેતો નથી. યોગી પ્રભાત તરફ ક્રોધ યુક્ત વાણિથી બોલ્યો—

"અલ્યા જોગટા ! આ હરણુને તું લઇ બેઠો છે પરંતુ તે કંઇ તારા બાપનો માલ નથી. છોડી દે એને." ઉક્ત બોલી પ્રભાત પાસેના હરણુ ઉપર તલપ મારે–પોતાના કરથી તેને પકડે ત્યાંતો પ્રભાત તેને અટકાવતાં બોલ્યો.

ખબરદાર મને સ્પર્શ કર્યો છે તો. આ હરણુને લેતાં પહેલાં વિચાર કરો. જેવું આ હરણુ મારી બાપીકી મિલકત નથી, તેમ કંઈ તમારી પણુ નથી સમજ્યા ?

આલ આલ વૈરાગી–તારા જેવા ગજેપડુ મવાલી ગજે પડવા ઘણા આવશે પણુ ક્યાં હું કાચો છું જે. તારા જેવા સેંકડોના

દોકડા કરૂં તેવો છું. પારધીનું મગજ ફરી ગયું.

શાંત ભાઇ શાંત થા. આમ ક્રોધ ન કર. જો જરા દિવ્ય દ્રષ્ટિથી જો, આ અબોલા પ્રાણી તરફ દયાની નજરે જરાતો જો. બિચારૂં કેવું કંપે છે. શરના ઘાથી બિચારૂં કેવું તરફડે છે? પ્રભાતે હરણનું અવલોકન કરાવ્યું.

તે તરફડે છે પરંતુ આ મારૂં હૃદય તરફડે છે તે તો જો. અત્યારે આ હરણ મારા હાથમાંથી છટકતાં મારૂં આખું કુટુંબ તરફડશે તે તને ક્યાં ખબર છે. પારધીએ પોતાની સ્થીતિનું ભાન કરાવ્યું.

શું એક પાપી પેટને ખાતર આવા નિર્દોષ પ્રાણીઓનો નાશ? પ્રભાતે કહ્યું.

હા એકવાર નહિ પણ લાખવાર. કેમકે તે અમારો ખોરાક છે. પારધીએ જણાવ્યું.

નહિ બંધુ નહિ તેમ ન બોલ, પોતાના સ્વાર્થને માટે અન્યનાં ગળાં રેંસવાનું મન માંડી વાળ. અરેરે વિચાર. જેમ તું અને હું વિશ્વપતિના બાળક છીએ—જેટલા આપણે તે પિતાને વ્હાલા છીએ તેટલુંજ તે તેના આ (હરણ) બાળક ઉપર ધરાવે છે. મનુષ્યના ખોરાક માટે દયાળુ પિતાએ આવા નિર્દોષ પ્રાણને નિર્માણ કર્યાં નથી. કિન્તુ તે પિતાએ ઘણું ડાહાપણ વાપર્યું છે. ખાવાને માટે અન્ન, પીવાને અતિ ઉપયોગી પણ અગણિત જળ અને પ્રાણી માત્રને દરેકે દરેક જોઇતી સામગ્રી તે પિતાએ તૈયાર કરી મુકી છે. પ્રભાત મૌન થયો.

પરમેશ્વર, પરમેશ્વર કહી કહીને મારૂં માથું પકવી નાંખ્યું. હું તો ક્યાંઇએ તારા પરમેશ્વરને જોતો નથી તું જોતો હોય તો ભલે. પારધીએ કહ્યું.

હા હું જોઉંછું. તે અધમ ઉદ્ધારણ–પતિતપાવન અખિલ પતિ મને ઘડી ઘડી દર્શન આપે જાય છે. અત્યારે પણ તે અંતર્યામિની પવિત્ર મુર્તિનાં મને સાક્ષાત દર્શન થાય છે. તે દિનનો નાથ ભક્ત-વત્સલ પરિબ્રહ્મ પુરૂષોત્તમ મારા ઘટમાં વ્યાપ્ત છે. પ્રભાતે કહ્યું.

હેં !! શું તમો સાચું કહો છો ? શું પરમાત્મા તમને દર્શન આપે છે. જરા કહોતો ખરાકે તમારા પરમેશ્વર કેવા છે કાળા કે ગોરા ? પારધીએ આશ્ચર્ય થઈ કહ્યું.

મારા પ્રભુ કેવા છે ? જો સાંભળ. ધર્મના ખંડનકાર–પાપાત્મા-ઓના કાળરૂપ લોહીના આતુર કાળા દૈત્ય છે અને ધર્મના પ્રતિ-પાલન–પ્રાણી માત્રપર દયા રાખનાર પરોપકારી–સત્ય કર્મ કરનાર–પ્રભુના નામના ભાવિક ભક્તના કલ્પવૃક્ષ છે–નોધારાના આધાર–દયાના સાગર સર્વ સમૃદ્ધિ મેળવી આપનાર કામધેનુ સમાન છે. પ્રભાતે પ્રભુ મહિમા વર્ણવ્યો.

એ જોગટા એવા મીઠા મીઠા ખોટા ગુણ ગાઈ મને છેતરવો છે કેમ ? પણ હું કાંઇ એવો ભોળો ભોળો નથી તો, કે દિવાળીના દિવસોમાંજ સેવમાં છાશ ખાઉં. પારધીએ કહ્યું.

નહિ ભાઇ નહિ. હું તને ભોળવવા નથી માગતો, મારી તને ફસાવવાની સ્વપ્ને પણ ઇચ્છા નથી. મારી તો માત્ર આ નિર્દોષ પ્રાણુને બચાવવાની તને નમ્ર પ્રાર્થના છે. પ્રભાતે કહ્યું.

ત્યારે આતો હિત કરતો નહિ હોઇશ વારૂ ? આખા દિવસના અથાગ પરિશ્રમે આ મળેલો શિકાર છોડી દઉં કેમ ? "ઠીક કહી "લખ બેટા દિલ્હી." ભૂખે મરેતો મારાં છૈયાં છોકર, તારે સું ઠને ફદકડી. પારધીએ કહ્યું.

તને અને મને તારા બાળ બચ્ચાંનો પોષક અખિલ વિશ્વનો પતિ સમર્થ છે. તેના ઉપર વિશ્વાસ રાખ. તે દયાળુ પિતાની આજ્ઞાને તાબે થા. તે જરૂર તારા ઉપર અનુગ્રહ કરશે. નિર્ધન સુદામાનું દારિદ્ર દૂર કરનાર તારૂં પણ દૂર કરશેજ. ભૂખ્યાં ઉઠાડે છે કિન્તુ ભુખ્યા તો નથીજ સુવાડતો. પ્રભાતે કહ્યું.

વાહરે જોગીરાજ વાહ આ આપે ઠીક ઉપદેશ દેવા માંડયો છે હો. ખાસો ઘરબાળીને તીરથ કરવાનો ધંધો બતાવ્યો. જો સૌનું તારો પરમાત્માજ પોષણ કરતો હોત તો બીજું જોઈતું હતું શું ? વળી આ ધંધો કરવાની પીડાજ શીદને હોત ભાઇ ? પારધીએ કહ્યું.

ગમે તેટલા હુન્નર કરો—ધંધા આદરો, મેહેનત કરો કિન્તુ તે પિતાની મરજી વિરૂદ્ધ તમામ વ્યર્થ છે. તે પિતાના આપણે સઘળા બાળકો છીએ અને તે આપણે માટે જરાપણ પ્રમાદી નથી. જન્મતાં પેહેલાં માતાના થાનમાં દૂધ ભરનાર તે પીતા છે. જોઇતા પ્રમાણમાં ઋતુઓ અને અનુકુળતાએ રાત્રી અને દિવસ વગેરે મહાન કર્તવ્ય કોનાં છે. શું તે મનુષ્યથી થઈ શકે તેમ છે ? જો મનુષ્ય કરી શકે છે તેમ તારૂં માનવું હોય તો હવે માનીશ નહિ. તેની મરજી વિરૂદ્ધ ધરાપર પડેલું તૃણ સરખું ઉપાડવાને પણ મનુષ્ય સમર્થ નથીજ. પ્રભાતે કહ્યું.

ઘેલોરે ઘેલો. મનુષ્ય ધારે છે તે કરી શકે છે. આગનાં યંત્રો,

ઉડવાનાં વિમાનો, તરવાનાં સાધનો વગેરે શું તારો પરમાત્મા કરવા આવ્યો હતો. ? શ્રીમંત મનુષ્ય ધારે છે તો મારા જેવા ગરીબનું દળદર ફીટાડી શકે છે અને ગરીબ મનુષ્ય ધારે છે તો મોટા ભૂપતિનું ખૂન પણ કરી શકે છે સમજ્યો ? પારધીએ કહ્યું.

ભાઇરે તારી સમજ ઉલટી છે. તું નક્કી માનજે કે જે જે થાય છે તે પરમાત્માની શક્તિએજ. જો મનુષ્ય મરજી મુજબ પોતાનું કાર્ય પાર પાડી શકે છે તો હું તને કહું છું કે ( પર્વતને બતાવીને ) આ પર્વતને અહિંથી ચાલી જવા કહે, ( કુપને બતાવીને ) આ કુપને સરિતારૂપમાં ફેરવાઇ જવા જણાવ, ( વૃક્ષને બતાવતાં ) આ વૃક્ષને પ્રાસાદ બનવાની આજ્ઞા આપ, આ ( રાત્રીનું સ્મરણ કરતાં ) રાત્રિને પલાયન થવાનું સુચવ, (સુર્યને યાદ કરતાં) અર્કદેવને ઉદય થવાનો હુકમ કર, જોઇએ કે મનુષ્ય તારી મરજીથી–તારી સત્તાથી થઇ શકે છે ? પ્રભાતે કહ્યું.

ત્યારે શું આપણું જીવન પણ તે પરમાત્માના હાથમાં છે ? પારધીએ પ્રશ્ન કર્યો.

તેમાં શું શક, જો તે સબળ સત્તા તેના હાથમાં ન હોય તો માતા-પિતા પુત્રને અને પુત્ર માતા-પિતાને શામાટે મરવા દે ? અરે બાલ્યાવસ્થાથી જુવાની-મસ્તાનીને શામાટે જવા દે અને શામાટે જરજરીત અવસ્થાને તાબે થાય ? ભાઇરે ! પુત્ર–નારી–કુટુંબ અંતે કોઇ કોઇનું નથી, તે સર્વે જુઠાં સ્વાર્થનાં સગાં છે. અભાગી ! જે કરે છે તેજ ભોગવે છે–સાથે તેજ સાથે છે. માટે પાપી પેટને માટે ખોટી માયામાં લપટાઇ આવાં પાપ કર્મને ત્યાગી દે–સાચા સગા શ્રી પરમાત્માને પકડી લે. **ॐ नमः शिवाय ॐ नमः शिवाय** પ્રભાત ભોળાનું સ્મરણ

કરવા મંડી ગયો.

ગમે તેમ. તું જોગી થયો એટલે તું જેમ કરે તેમ તને પાલવે, મને નહિ તો. હવે ખટપટ છોડી દઇ મારા શિકાર ( હરણ ) ને સોંપી દે. પારધીએ કહ્યું.

અફસોસ—પથ્થર ઉપર પાણી—પ્રભાતનો બોધ તમામ વ્યર્થ.

શું આ હરણને—મારા આશ્રિતને તને સોંપું? પારધીરાજ તે આશા છોડી દેજો. જોઇએ તો આ યોગીના પ્રાણની અપિક્ષા કરજો પરંતુ આ હરણની લાલચતો રાખતાજ નહિ. પ્રભાતે હરણ આપવાની ચોખ્ખી ના પાડી.

તો તેમજ થશે. જોગટા ! સમજી આ હરણને નહિ આપીશ તો તારા પ્રાણથી જઇશ તે નકીજ. પારધીએ ધમકી આપી.

**परोपकाराय सतां विभूतयः** પરોપકારાર્થ આ પ્રાણનો નાશ થશે તો મહદ ભાગ્ય. પ્રભાતે કહ્યું.

એમ ? પારધી ક્રોધયુક્ત બોલ્યો.

ગમે તો ધન માગ, ગ્રાસ માગ, જોઇએ તો આ પ્રાણ માગ તે મલશે પણ આ હરણ તો નહિ મળશે તે નહિજ. પ્રભાતે ના પાડી, પારધીના ક્રોધમાં ઉમેરો કર્યો.

" પેહેરવામાં લંગોટી અને સાહાયબીમાં તુંબી, બાવાજી અલેખ "સિતારામ" "ભાઇને પેટ ભર્યાના વાંખા ને ઇચ્છા સદાવ્રતો "ખોલવાની" જોગી તું મને ધન આપવાનું કહે છે, પણ ધન તે ક્યાંથી આપવાનો હતો, માળા મૂર્ખ ?

જો મન દ્રઢ હોય છે તો જંગલમાં પણ મંગળ થઇ શકે છે ભાઇ.

પ્રભાતે કહ્યું.

મન દૃઢ? મારૂં મન દૃઢજ છે કે મારે આ હરણને તારી પાસેથી લેવું લેવું અને લેવુંજ. પારધીએ કહ્યું.

તારૂં મન દૃઢ છે ખરૂં પણ કુકર્મને માટે, નહિ કે સાત્વિક કાર્યને માટે. પાપથી પ્રભુ હજારો ગાઉ નાસતાજ રહે છે. પ્રભાતે કહ્યું.

તો તારા પ્રભુની અહીં કોણ દરકાર રાખે છે. મારૂં કાર્ય સિદ્ધ કરવા આ મારા બાહુ સમર્થ છે. બોલ આપે છે કે નહિ? પારધીએ પ્રભાતને દમ આપ્યો.

આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી તો નહિજ. પ્રભાતે દૃઢતાએ ના કહ્યું.

એમ તો લે ત્યારે, નિર્દય પારધીએ પોતાની પાસેના શરના ભાથામાંથી એક શર કાહાડી પરોપકારી યોગી પ્રભાતની છાતીમાં ભોંકયું. યોગી પ્રભાત ધરણીપર પડયો–કષ્ટને શમન કરવા લાગ્યો. ભોળાનો જાપ જપવા લાગ્યો–બિચારો મૂર્છાગત થયો.

ક્રુર પારધી હરણ ઉપર તલપ્યો, ત્યાંતો એક ચમત્કાર થયો. હરણ ત્યાંથી અદ્રશ્ય થઇ ગયું–પાપીનું મ્હોં કાળું થયું. પાપાત્મા હાથ ઘસતો નિરાશ થઇ ત્યાંથી પ્રયાણ કરી ગયો. ખરેખર કહ્યું છે કે—

"જેને રામ રાખનાર છે તેને કોણ ચાખનાર છે."



# વિંશતિતમ પરિચ્છેદ.



## —ગુણીયલ—



" ભુલો લંગડો પતિત વ્યસની "
" અંધ કદી પતિ મૂર્ખજ મળીઓ "
" પણ દેવજ માન્યો તેવા પતિને "
" મનખો સફળ તે નારીએ કરીયો "

પ્રિય વાચક ગણ! આપણે બિચારી ગુણીયલને વનમાં એકલી મુકી છે. નિરાધાર અબળાનું બેલી ત્યાં કોણ હશે? તેનું રક્ષણ કોણે કર્યું હશે? તે વિષે આપણે જરા માહિત થઇએ.

સ્ત્રીને આ સંસારમાં પતિ વિણુ અન્ય કોઇ નિકટનું સ્નેહી નથી, સંબંધી નથી. તેનું તન મન ધન પતિ. તેનું ભુષણ-તેનું જીવન તેનું સુખ પણ પતિજ છે. આ સંસાર ઉદધીથી તરવાનું સાધન-નાવ પણ તેજ. તેજ માલિક-તેજ ઐશ્વર્ય-તેજ ઇશ-તેથીજ તેનો મોક્ષ. " પતિ વિણુ પ્રેમદાનો જન્મ ધિક્કાર. "

પતિ પરાયણ ગુણી! ઉજજડ રાનમાં વાઘ અને વરૂ જેવાં ક્રુર જંગલી પ્રાણિઓથી તારૂં કોણે રક્ષણ કર્યું? અબળા! તારી કાયાને સૃષ્ટિ અજ્ઞની જોગવાઇની આશા નહિ ત્યાં ગુણી! તેની ગરજ કોણે સારી? સ્મશાનમાં-ચિતામાં પણ શબરૂપ સ્ત્રીને સ્વતંત્રતા મુશ્કેલ છે

તો ગુણી આ અરણ્યની સ્વતંત્રતા શું તને લાભકારક નીવડી ?

વાચકબંધુ ! તે તારા અનેકાનેક પ્રશ્નોનો ઉત્તર હું એકજ વાક્યમાં આપું છું, અને તે એકે તેનું રક્ષિત–તેનું પોષક, તેનું સ્નેહી તેનું "શિયળ" થયું. ખરેખર પતિવૃતા સતિ નાર એક વખત ઇન્દ્રાસન પણ ડોલાવવા સમર્થ છે. ધન્ય છે સતિ ગુણી તને લાખોવાર ધન્ય છે.

## વિચાર.

"સ્વામિન ફળ માટે બહાર ગયા છે. એક કલાકનું કાર્ય ત્યાં અર્ધ દિવસ વ્યતિત થયો છતાં નાથ હજુ કેમ ન આવ્યા ? શું ફળ પ્રાપ્ત નહિ થયાં હશે ? તો નાથ પાછું ફરવું હતું–! શું ચિન્તા હતી ! શું ભૂખે મરી જવાય છે ? આ ક્ષણભંગુર દેહનું ભાડું આજે નહિ તો કાલે અપાત. દુઃખને સહન કરવું શું ઉત્તમ ઉપાય નથી ? શું કરવું, સમય ઉપર આપણો થોડો કંઇ દાવો છે ? વળી ગુર્ણીને બીજો પ્રશ્ન ઉપસ્થિત થયો, નાથ ઉપર રખેને સંકટ આવી પડયું હોય– સ્વામિ આફત વાદળમાં તો નહિ ઘેરાયા હશે ? પ્રભુ તેમ હોય તો કૃપા કરજે–દયા કરજે મરેલાંને મારીશ નહિ–જ્યાં હોય ત્યાં તેમનું રક્ષણ કરજે. ગુણીએ પતિના રક્ષણ માટે પ્રભુ પ્રાર્થના કરી.

વિચારમાંને વિચારમાં પ્રાતઃકાળ વટી જઇ મધ્યાન સમય થયો. પર્ણકુટીના દ્વારસુધી આવે અને પાછી નિરાશ થઇ પાછી જાય. જોડમાં વૃક્ષની ડાળી સરખી જો હીલે તો પોતે ચમકે અને પતિના આવાગમન માટે તલસાય. તેમ કરતાં સંધ્યા સમયની શુરૂઆત થઇ. અર્ક દેવ અસ્તોદયની તૈયારી કરે છે. રજની દેવીની સ્વારી પુરજોસમાં છે. અબળા બિચારી ગુણી પ્રાતઃકાળના ગએલા નાથ હજુ રાત્રી પડતાં

ન આવ્યા તેને માટે ચિન્તાતુર થઈ—શોકસાગરમાં ડુબી—પતિના રક્ષણ માટે પ્રભુને વિનવવા લાગી.

પ્રભાતચંદ્રનો યાદવરાયે જ્યારથી ત્યાજ્ય કર્યો હતો ત્યારથીજ ગુણીના સંસાર સુખનો છેડો આવ્યો હતો. તેના ખીલતા યૌવન ઉદ્યાનનું ત્યાંથીજ છેદન થયું હતું.

ગુણી! તારી ભાગ્ય લેખીની કેવી? અરે કેટલી નિષ્ઠુર!! ક્યાં તારૂં પ્રફુલ્લ વદન અને ક્યાં અત્યારનું તારૂં હાડપિંજર? ક્યાં તારૂં મુખ કમળ અને ક્યાં અત્યારનું તારૂં ગાલે ખાડા પડેલું કૃશ બનેલું નિસ્તેજ મુખડું? ક્યાં મશરૂની ગાદી તુલ્ય સુંવાળી તારી કાયા અને ક્યાં અત્યારનું તારૂં હાડપિંજર! ગુણી આટલો ફેરફાર શાને માટે? શું આંતરિક સુખની અપિક્ષા? નહિ. પતિની સુખદુઃખની સહચારીણી ગુણી પતિના દુ:ખના સમયમાં સુરલોકપતિના વૈભવને ઠોકરે મારે તેવી છે. પતિના સુખમાં સુખ, પતિના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ છે તે ગુણી પોતાનો પતિ ધર્મ સારી રીતે જાણતી હતી અને તેથીજ પતિની ચિન્તામાં પોતે આ પરિસ્થિમાએ પહોંચી છે.

ગુણી! અરે ઓ પવિત્ર ગુણી! તારી સાત્વિક વૃત્તિ—તારી પ્રભુ પ્રતિની ભાવના અરે કોઇએ તને સહાય નાજ કરી. ખરેખર પ્રભુના ભક્તો ભુખે મરે છે. પાપીઓનાં પેટ તાજાં હોય છે. ઓ પ્રભુ તને આ શું ભાવે છે? ધર્મીને ત્યાં ધાડ અને પાપીને ત્યાં ઉત્સવ. ઓ ન્યાયી શું તે તારી આંખને ગમે છે?

ગુણી અરેરે તું આ જન્મે તો ઠરવા નહિજ પામી. ખેર પણ દ્રઢતા રાખજે-વિશ્વાસ રાખજે. જેનું કોઇ બેલી નથી તેનો પ્રભુ બેલી

છે. તે દયાળુ તારી પતિ ભક્તિનું ફળ જરૂર આપશેજ.

## પ્રાતઃકાળ.

મળત્યાગ, દંતધાવન અને સ્નાન આદિ કર્મથી પરવારી ગુણી આજે પતિ શોધમાં નીકળી ચુકી છે. આખા અરણ્યમાં વૃક્ષેવૃક્ષ કોતર અને ગુફાઓ એકે એક સ્થાન તપાસી ચુકી છે કિન્તુ ગુણી સ્વામિને હજી પ્રાપ્ત કરી શકી નહિ.

કેટલાક દિવસોના અથાગ પરશ્રમથી લોથ થઇ ગઇ, અન્નનો ત્યાજ્ય કર્યો, વિશ્રાંતિનું નિર્મૂળ થયું—ગુણીએ મૃત્યુદેવનું અનુષ્ઠાન આદર્યું. નિરાધાર અબળા નિરાશ થઇ. શું કરવું? પાછું શ્વસુર ગૃહે જવું વા પિતા ગૃહે કે પતિ વિયોગમાં અહિંજ દિવસો નિર્ગમન—વા મરણ?

ગુણીને ઉભય વાટિકા જણાઇ. એક વાટિકા અલભ્ય સુખના હિંચકે ઝુલાવનારી તો બીજી દુઃખરૂપ વન્હિથી ભરેલી કાયાને શેકનારી ભઠ્ઠી!! ગુણી વિચારમાં અટવાઇ, કઇ વાટિકા ઉચિત છે? સુખ વાટિકા પકડું? શું!!! નાથ દુઃખ દાવાનળમાં શેકાય અને હું સુખમાં વિચરૂં? નહિ કદી નહિ. તેમ કરૂં તો મારી જનની ન લાજે?

જ્યાંસુધી પતિ સુખી નથી ત્યાંસુધી મને સુખ ઝેર છે. દુઃખ તેજ સુખકર છે. નાથ! હું તમારી સહચારીણી છું. તમારા સુખે સુખી અને દુઃખે દુઃખી થવા બંધાએલીજ છું. નાથ! આ દેહ તમારો છે. જોઇએ તે અધિકાર ચલાવો." ગુણીએ વનનાં વિકટ કષ્ટોને માન્ય કર્યાં. "જીવતો નર ભદ્રા પામે છે" તે સુત્રને આધારે મૃત્યુ અયોગ્ય ભાસ્યું. પતિની પવિત્ર મૂર્તિને હૃદયમાં કોતરી તેનાજ નામનું

સ્મરણુ-તેનોજ ખોરાક-તેનોજ વેપાર કરી અહિંજ પોતાનું જીવન વ્યતિત કરવાનો સિદ્ધાંત કર્યો.

## ચમત્કાર.

આજ બેએ વર્ષ ગુણીએ પતિ માટે તપશ્ચર્યામાં ગુજાર્યાં છે. અનેક સંકટો-અનેક વિટંબણામાંથી મુક્ત થવાનો તેનો કંઇક સમય જણાવા માંડયો છે. દૈવ તેના તરફ સાનુકુળ થતો હોય તેમ લાગે છે. આ વૃક્ષ નીચે તેની બેસવાની કૃતિ, તેની છુટી વીખરાઇ પીંખાઇ ગએલી કેશલતા-તેના ભાલમાં લેપન કરેલી અલખ વિભુતી, કંઠમાં માળા અને બદનમાં પરિધાન કરેલી ભગવી કંથા એકંદરે તેનો અદ્ભૂત દેખાવ અલૌકિક દેવી સ્વરૂપ ભાસતો હતો. તેની મુખાકૃતિજ તેની વૈરાગ્ય વૃત્તિ બતાવી આપતી હતી.

ગુણી અત્યારે પૂર્ણ સમાધિષ્ઠ છે. ઓચિંતી આ વૃક્ષના થડમાં ફાટ પડી-**वरंब्रुहि-वरंब्रुहि** શબ્દો કર્ણગોચર થયા. ગુણી ચમકી અને વૃક્ષ તરફ નજર નાંખતાં વૃક્ષના થડની ફાટમાં એક દેવ સ્વરૂપ યોગીનાં દર્શન થયાં. ગુણીએ પ્રેમપૂર્વક પ્રણિપત્ય કર્યું. યોગીએ પોતાના દક્ષિણ કરની સાનથી આશિર્વાદ આપ્યો. યોગીની મુખવાણી નીકળવા માંડી.

પ્રસન્નતાસ્મ, કલ્યાણ-કલ્યાણ બેટા તારૂં કલ્યાણ થાઓ. યોગીએ આશિર્વાદ આપ્યો.

નમન કરતાં ગુણીએ આશિર્વાદ સ્વિકાર્યો. યોગીએ બોલવું શરૂ કર્યું.

" બેટા તારા આજ બબ્બે વર્ષના અચળ યોગથી હું તારાપર

પ્રસન્ન થયો છું." તારી ધૈર્યતા, સદ્‌વર્તન અને તારી ધાઢ વૈરાગ્ય વૃત્તિએ મને ખુશી કર્યો છે. તું જેવી યૌવન તરૂણી આમ એક અરણ્યમાં દ્રઢતાએ યોગ-નિપુણ રહે તે ખરેખર મગરૂર થવા જેવું છે.

હું તારી પાસે વસતો તારા જેવી વૈરાગ્ય વૃત્તિવાળો એક વૈરાગી છું. આજ ઘણાં વર્ષોથી આ રાનમાં વસું છું. તારા આચરણને મેં અદ્રસ્ય બરાબર નિહાળ્યું છે જેમાં તું કોઇ ઠેકાણે ભુલ ખાતી મને જણાઇ નથી. તારૂં વૃત શુદ્ધ છે. તું માહાત્માઓની કૃપાને પાત્ર છે. બેટા તું સુખી થાય તે મારી ઇચ્છા છે. તારી ઇચ્છા પૂર્ણ કરવામાં પ્રભુ મને સાહાય થશે. બોલ શું ઇચ્છા છે. યોગીએ અભય વચન આપ્યું.

આપના વચનને મસ્તિષ્કપર ચઢાવું છું. માહાત્મન્! આપ ક્યાં નથી જાણુતા કે આર્ય સૌભાગ્યવતિ મહિલાઓને અંતરિક્ષ શું અપિક્ષા રહેલી હોય છે? આર્ય સૌભાગ્યવતિ મહિલાઓ પોતાના "શિયળ" આગળ પોતાનું તન મન ધન એક તૃણુવત્ ગણે છે.

સિતા જેવી સાધવિએ રાવણુરાયની સૂવર્ણની લંકાને તૃણુવત્ કરી તેપર ઠોકર મારી હતી. સતિ દ્રૌપદીએ દુર્યોધન જેવાનાં અપરંપાર સુખોની લાલચોને આગ લગાડી હતી. સતિ દમયંતિ, અહલ્યા, તારા જેવી સતિઓએ સુખના ભોગોને શામાટે તુચ્છ ગણ્યા હતા? એક શિયળને માટે. માહાત્મન્ મને સુખની અપિક્ષા નથી. વૈભવની લાલચ નથી-માનની પરવા નથી. એક નાથનાજ શરણુની ઇચ્છા-પતિનાંજ દર્શનની અપિક્ષા. જો બને તો પૂર્ણ કરો. ગુણીએ પતિ-વ્રતાનો ધર્મ વિનવ્યો.

બેટા પતિ સમાગમ કરતાં ધનના ભંડારો અને સર્વોપરિ-

સત્તા અધિક કીંમતી, અધિક ફળદાયક હોય છે, સમજી. જો તારી ઇચ્છા હોય તો હું તને એક રાજ્યાધિકારીણી કરી શકું છું. તને ધનથી પુરી શકું છું. બોલ ઇચ્છા છે? યોગીએ કસોટી કરી.

શું રાજ્ય અને દોલત અંતના સાથી છે? શું તે મોક્ષનાં સાધન છે? અચળ છે? અમર છે? ગુણીએ ઉપરા ઉપરી પ્રશ્નો પુછયા સાથી નથી. કિન્તુ સુખનાં હથિઆર છે. આખું વિશ્વ જેના સ્વાધિન છે. યોગીએ ટુંકામાં પતાવ્યું.

પ્રભુ તે નાશવંત વસ્તુની મને ઇચ્છા નથી. જે અચળ નથી– જેનો થોડા વખત પછી નાશ છે તો તેને વળગી શું કરવું " અધ-વચ કુવા બીચે લટકે" કરનારની જાણી બુજીને સોબત કરનાર મૂર્ખ કહેવાય છે. ભલે અન્યને તે સુખકર જણાય પરંતુ મને તો તે દુઃખકર ભાસે છે. મુસાફરીમાં અર્ધમાં અટકનાર સોબતી કરતાં પારાંગત વાટિકાના સોબતીની મને પહેલી જરૂર છે અને તે મારા પતિ સિવાય મારી સોબત કરવાનો કોઇને અધિકાર નથી માટે હવે તો પતિ દર્શન થાય તો જીવન છે નહિ તોપછી જીવન અને મૃત્યુ મારે સરખુંજ છે.ગુણીએ પતિ દર્શનની યાચના કરી.

અબળા ! સમજે તો ઠીક છે–સમય વ્યતિત થએલો પુનઃ આવતો નથી. કમાનમાંથી છુટેલું શર પાછું વળતું નથી. તું નક્કી માનજે કે અત્યારનો સમય તને સાનુકુળ છે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે, મ્હોં ધોવા જઈ લાભ ગુમાવનાર બુદ્ધિવાળું ગણાતું નથી. હુંતો તારા ભલા માટે કહું છું. કરવું નહિ કરવું તે તારી

મરજીના આધાર ઉપર છે. પાછળથી પસ્તાવું ન પડે તેની સંભાળ રાખજે. યોગીએ લાલચ આપતાં બરાબર કસોટી કરી.

પ્રભુ? લુટાયા પછી ભય શાનો? ચોરાયા પછી સાચવણુ કોની? હણાયા પછી જીવતર શાનું? હું તો આજ બબ્બે વર્ષથી પસ્તાઇ છું—લુટાઇ છું હણાઈ છું. આ કાયા ઉપર દુઃખનાં ઝાડ ઉગી ગયાં છે. પ્રભુની મરજી આગળ હું ડાહી નથી. તેનું જીવાડયું જીવવાનું છે. તેના હણવાથી મરવાનું છે. આપશ્રી મને ઉલટે માર્ગે દોરશો નહિ. મને મારા પતિ વિણ ઇન્દ્રનું રાજ્ય પણ નકામું છે. મને તો સાચો માર્ગ દર્શાવો. નહિ તો કૃપા કરી અદ્રશ્ય થાઓ. ગુણીએ કટાક્ષ કરતાં કહ્યું.

સતિ ગુસ્સે થઇ યોગી સમજી ગયા. શ્રાપનો ભય લાગ્યો. પોતે કસોટી કરવાની પૂર્ણાહુતી કરી, ગુણી પાસે ક્ષમા ચાહી આશિર્વાદાત્મક ધન્યવાદ આપ્યો.

ગુણીની ઇચ્છાનુસાર પોતાની યોગ શક્તિએ "પ્રભાતચંદ્ર" ના આશ્રમમાં મોકલી દીધી.

ખરેખર સાચાનું સૌ કોઇ બેલી છે સત્યનો અંતે વિજય છે. શુદ્ધ સુવર્ણને ગમે તેટલી કસોટીનો બિલકુલ ભય હોતોજ નથી.



# એકવિંશતિ પરિચ્છેદ.

## મુલાકાત.

યોગી પ્રભાતચંદ્ર અત્યારે સમાધિષ્ટ છે. તેનું હૃદય પ્રભુમાં એકલીન થયું છે. તેણે રૂંધેલી તેની શ્વાસ વાટિકાથી તેનું વપુ શબવત્ ભાસતું હતું. સમાધિષ્ટ યોગી ધરાપરથી અત્યારે ત્રણ હાથ ઉંચો થએલો હતો. ધન્ય પ્રભાત તારી જીંદગીને કે જે એક સમય પૂર્વે તૃણવત્ નિરર્થક હતી તે આજ અમુલ્ય સુવર્ણ થઇ છે.

આ સ્થાન સરિતાના તટ ઉપર છે. અગાધ જળના પ્રવાહની છોળો પ્રભાતના આસનથી બે કદમજ દૂર પડતી હતી. પ્રભાતની આસપાસ પડેલી વિશાળ પાષાણની શિલાઓ રાક્ષસ જેવી દેખાતી હતી.

પ્રભાતની સાનિધ્ય પાંચ એક કદમ દૂર એક વૃક્ષ જણાતું હતું. યોગી પ્રભાત જ્યારે અત્યારે પૂર્ણ સમાધિષ્ટ છે ત્યારે વૃક્ષ નીચે એક તરૂણી ઉભી ઉભી રડતી હતી. તેના મુખની ઝાંખી પાષાણ હૃદયને પીગળાવે તેવી દયાજનક દેખાતી હતી. ચક્ષુમાંથી વહેતાં અશ્રુ, તેનું ધબકતું હૃદય તે મહાન દુઃખની વેદનાથી પીડાતી હોય તેવું કલ્પિ શકાતું હતું. તેની દ્રષ્ટિ યોગી પ્રભાતના ભાલ ઉપર કરેલી ચોખ્ખી જણાતી હતી. તેના મુખમાંથી નીકળતો કરૂણ રવ સંભળાવા લાગ્યો અને તે પ્રભાત તરફને કંઇ ઠપકો આપતો હોય તેમ જણાતું હતું.

"નાથ! તારા પ્યારા મુખડાનાં દર્શન આજ કેટલે વર્ષે!!! સંસારના મિત્ર! તારી સહચારીણીને વિસારી તું આ શું કરી બેઠો છે? તેને ક્યાં? કેવી સ્થીતિમાં તેં મુકી હતી તેનું તને કંઇપણ ભાન છે?" મુગ્ધા શોકમાં ગરકાવ થઇ. નાથના સંબોધનથી કલ્પિ શકાય છે કે આ મુગ્ધા અન્ય નહિ પણ બિચારી ગુણીજ છે, પ્રીય વાચકવૃંદ જેને આપણે અરણ્યમાં પર્ણકુટીમાં પ્રભાતના વિયોગમાં મુકી છે. ગુણી પુનઃ બોલી.

"હતો શું કોલ પ્રિતમ પ્યારા, પ્રણયગ્રંથી ગુંથાણી જ્યાં?
"કીધો શું હાલ ફકીરીનો, રખડાવી મુને જ્યાં ત્યાં.
"ન છાજે પિયુ તુજને, હળા હળ વિષ મુને પાવું!
"ભુલાવી ભરદરિયામાં, ડુબાવવી કેમ તુને ભાવ્યું?

ગુણી દૈવ ઉપર ઉતરી. ઓ દૈવ ધાર્યું હતું શું અને આ શું થઈ ગયું. ગુણીનું હ્રદય ભરાઈ આવ્યું—નીચે પટકાઇ—પુનઃ સચેત થઇ—મનનું સમાધાન કરતાં બોલી. ખરૂં ખરૂં, ધાર્યું ધણીનું સિદ્ધ છે, ઓ પામર મનુષ્ય તારો મનસુબો અફળ છે.

"આશા મેરાણુ જેટલી મરણ પગલાં હેઠ!"

"મુઢ ચડતો મુમતથી પણ આખર પડતો હેઠ."

માટે ઓ મુઢ મનુષ્ય! હું કરૂં છું, હું કરૂં છું તે અભિમાન છોડી દે. કરનાર જુદો છે, તું તો નીચે ધરાપર પડેલી શલ્યાને ઉપાડવાને પણ સમર્થ નથી. જો તેમ નહોય—તારૂંજ ધાર્યું થતું હોય તો ઓ રડતા હ્રદય તું પણ તે દાવો કરવાનો અધિકારી છે. ઉત્તર આપ કે તારી ઉર્મિ તારી લગ્નગ્રંથી વખતે આશાના મેરાણુપર કેટલી

ટોચે પહોંચી હતી. ટોચપર ચઢવાની લાલચ આ તારી ખીણુ રૂપી અધમ અવસ્થાનું કિન્ચિત પણ ભાન આપતી હતી? ક્યાંથી આપે, કેમકે તું સત્તાહિણુ છે. તારી ચોટલી બીજાના હાથમાં છે.

જેનું ભાગ્ય અવળું તેના જીવન બગિચામાં આગ લાગી છે. અબળા ભાગ્યને ઠબકો આપતાં બોલી. ઓ ક્રુર ભાગ્ય! તને આ શું ભાવ્યું છે? આ અબળા કે જેનું સંબોધનજ કહી આપે છે કે અબળા જેની જાતિ નિર્બળ છે તેના ઉપર તું તારી પ્રબળ સત્તા અજમાવી રહ્યું છે પરંતુ તને હું ફરી ફરી પુછું છું કે તારા આ પ્રાક્રમનાં ગુણાનુંગાન કયો જ્ઞાતા પુરૂપ કરશે?

એક પંખીણીની પાંખને કાપી નાખી ઉડતી અટકાવવામાં તને શું મજા છે? ખીલતી પુષ્પલતાને છુંદવામાં તને શું આનંદ છે? બંધની વાટિકા દર્શાવનારી જ્યેષ્ટિકાને પડાવી લેવામાં તારી શું મહત્તા છે? મુગ્ધા મુંગી રહી તેટલાં યોગી પ્રભાતની સમાધિ ઉતરી—સચેત થયો—ચક્ષુ ખુલ્લાં થયાં. દ્રષ્ટિ ગુણી તરફ ઠરી. ગુણી પ્રભાતની મુખવાણી સાંભળવાને ઉત્સુક થઇ. પરંતુ અફસોસ બિચારી નિરાશ થઇ. પ્રભાતનાં ચક્ષુ બંધ થઇ ગયાં. ગુણીની આશાનું નિકંદન થયું. બીચારી રડી પડી—ધરાપર પટકાઇ અને કલ્પાંત કરતાં બોલી.

હૃદય ચિરાઇ જા-પ્રાણુને અળગો કર. ધરણી માર્ગ આપ—શરીરને સમાવી દે. વ્યોમ તુટીપડ—મને દાટી દે. ઓ સૂર્ય તું તારી તિવ્ર જ્યોત મારાપર અજમાવ—મને ભસ્મિભૂત કર. કેમકે હું અભાગી છું, મારૂં ઠરવાનું સાધન ક્યાંઇ નથી. જે પ્રેમદા પ્રતી પતિની અમી દ્રષ્ટિનો નાશ છે, તેનો તિરસ્કાર છે તે પ્રેમદાનું જીવન વ્યર્થ

છે. ઓ દૈવ મારી આ ગતિ તેં કયા અપરાધની શિક્ષા ? ગુણીએ શિર કુટયું.

આ કલ્પાંતે પ્રભાતના ચિત્તને આકર્ષણ કર્યું–પ્રભાતે ગુણીને પ્રશ્ન કરવાની શુરૂઆત કરી.

કોણ ગુણો ? પ્રભાત અટકયો.

હા એજ અભાગી આપની વિભુતિ. ગુણીએ રડતાં ઉત્તર આપ્યો.

કલ્યાણ–કલ્યાણ. દેવી તારૂ કલ્યાણ થાઓ. પ્રભાતે આશિર્વાદ આપ્યો.

શાથી ? ગુણીએ પ્રશ્ન કર્યો.

આશિર્વાદથી. પ્રભાતે જવાબ આપ્યો.

કોના ? ગુણીએ માર્મિક પુનઃ પ્રશ્ન કર્યો. પ્રભાત જરા ગુંચવાયો. થોડી વાર વિચાર કરી બોલ્યો.

આ યોગીના.

યોગી ? આપ યોગી છો ? શાસ્ત્રાધારે ? ગુણી બોલી.

જેનું હૃદય વૈરાગ્ય મય છે શું તે યોગી નહિ? પ્રભાતે ખુલાસો કરતાં પ્રશ્ન કર્યો.

જેના જીવનના તારમાં અન્ય જીવનો તાર ગુંથેલો છે તે જીવની અજાણમાં તે તારને છીન્ન ભીન્ન કરનાર શું અપરાધી નથી. ? ગુણીએ પ્રશ્ન કર્યો.

કઇ ઇચ્છા માટે આ પ્રશ્ન ? શું વિષ રૂપ વિષયવાસના

હૃદયમાં વસે છે ? પ્રભાતે પ્રશ્ન કર્યો.

ઇચ્છા !!! વિષની ઇચ્છા નહિ પણ પતિ પ્રતિ પત્નિની પ્રતિજ્ઞાના ખુલાસાની. ગુણીએ કહ્યું.

પતિ, પત્નિની લીધેલી પ્રતિજ્ઞાથી મુક્ત કરતાં, પતિ પોતાનો સંબંધ તોડવા કહેતાં, પત્નિ નિરાશ નહિ થાય ? શું સંતોષ થશે ?

હા ખુશીથી. કેમકે પત્નિ પતિની આજ્ઞાને તાબે છે વળી, પત્નિ વિષય ભોગની લાલચુ નથી–પત્નિ સંસાર રૂપી સમુદ્રમાંથી તરી કલ્યાણ કિનારાને ચાહાય છે. જન્મ મરણ રૂપી ઘોર અરણ્યમાં ભુલી પડેલી પત્નિ કલ્યાણ સ્થાન માટે તલસાય છે.

પત્નિને એવો કોઇ સરલ માર્ગ જડતો હોય તો પત્નિ પતિના માર્ગમાં આડે આવવા બીલકુલ ચાહતી નથી. ગુણીએ ઉપાયની યાચના કરી.

તે માર્ગ પતિની આજ્ઞા–પતિની ઇચ્છાને આધિન રહેવું તે છે. પ્રભાતે કહ્યું.

અંધ આંખનેજ ચાહાય છે. પતિને પત્નિ વૈરાગ્ય પંથમાં વિચરતો જોઈ અમુઝાય છે. એક બાજુ પતિનો વૈરાગ્ય–પતિની ઇચ્છા અને બીજી બાજુ પત્નિનો ધર્મ–પત્નિનું કાર્ય કેવી રીતે થઇ શકે. ? ગુણીએ કહ્યું.

પતિ, પત્નિનો સંસારનો અને વૈરાગ્યનો ગુરૂ છે. જ્યારે પત્નિ સંસારની અને વૈરાગ્યની શિષ્યા છે. શિષ્યે ગુરૂની આજ્ઞાને તાબે રહેવું તે ધર્મ છે !

સંસારનો ગુરૂ, પત્નિનો મદન પાઠનો ઉપદેશક છે ત્યારે વૈરાગ્યનો ગુરૂ, કલ્યાણ પાઠનો ઉપદેશક છે.

પતિ જો વિષય, અને વિલાસ તરફ અભાવ રાખતી હોય અને વૈરાગ્ય ગુરૂને માનતી હોય તો તે ગુરૂ તે શિષ્યાને અખિલ-પતિ પરબ્રહ્મમાં પોતાની વૃત્તિને જોડવા ઉપદેશ કરે છે, કે જેથી તે શિષ્યાનો ઉદ્ધાર છે. પ્રભાતે કહ્યું.

અસ્તુ. આપ ગુરૂની આજ્ઞા આ શિષ્યા મસ્તકે ચડાવે છે, વધુ ઉપદેશની આશા રાખે છે. ગુણીએ કહ્યું.

કલ્યાણુ કલ્યાણુ. ઓ સંસાર સાગરને તરી કલ્યાણુ કિનારાને ચાહનારી શિષ્યા ! અળગું કર એ મોહ રૂપ મદના ટીપાને. તોડી નાખ માયાના પાશને.

" ન બંધુર્ન મિત્રં ન હિતૈષી તારા;
" ન અંત જ્ઞાતિ સંતાન સંગે થનારા.
" માહાલય બગિચા ન માનીશ તારા;
" તજીદે મુઢ તુચ્છ મોહ, ગૌરવ નડારા.
" ધરીલે ધરીલે પ્રભુ ચિત્તે તારા; "
" ભજીલે ભજીલે પ્રભુ " ગુણદારા.

ઉક્ત બોલો ગુણીના હૃદયમાં કોતરાઇ ગયા. માખણની ઇચ્છાએ દહી વલોવનારને માખણ પ્રાપ્ત થયું. કલ્યાણુ માર્ગની શોધનારી ગુણીને કલ્યાણુ માર્ગની પ્રાપ્તિ થઈ. ગુણીએ મન વૈરાગ્યમય કરી દીધું—પ્રભુના ધ્યાનમાં એક તાર થઇ.

યોગી પ્રભાત ગુણીપર પ્રસન થયા. અંતરમાં તેનું શુભ ઇચ્છયું. પ્રભુનું ધ્યાન ધર્યું; ગુણીને સ્વદેહે સ્વર્ગમાં મોકલવા માટેની પ્રભુને યાચના કરી. ભક્તવત્સલ અંતર્યામિ ભગવાન ભક્તના મનને વશ

થયા. જોતજોતામાં સ્થાન પલટાઇ ગયું.

અરણ્ય સ્વર્ગીય ઈંદ્રપુરી રૂપમાં થઇ ગયું, તેટલાં એક વિમાન વ્યોમમાંથી નીચે ઉતરતું જણાયું, જેનાં અંદર કેટલીક સ્વર્ગની સુંદરીઓ અને એક દેવી જણાતાં હતાં. દરેક સુંદરીના કરમાં પુષ્પહાર હતો. દેવી ગુણી તરફ આવવા લાગ્યાં. ગુણી ઉપર પુષ્પ નાંખ્યાં. સુંદરીઓએ પુષ્પમાળ ગુણીના કંઠમાં નાંખી. દેવીએ ગુણીનો કર પકડયો–વિમાન તરફ લઈ ગયાં-ગુણી આશ્ચર્યમાં ગરકાવ થઇ-વિમાનમાં બેઠી ત્યાં તો વિમાન ઉંચું થયું, પ્રભાતે પોતાના જમણા કરની સાનથી ગુણીને આશિર્વાદ આપ્યો–ગુણીએ મસ્તિષ્ક નમાવી આશિર્વાદનો સ્વિકાર કર્યો.

વિમાન વધારે ને વધારે ઉંચું ચડવા માંડયું. પતિવૃતા સતિ ગુણી સ્વદેહે સ્વર્ગમાં ગઈ.

પ્રભાત જંજાળમાંથી મુક્ત થયો–પોતાની ફરજથી છુટો થયો. હવે યોગી પ્રભાત સંન્યાસ દિક્ષા લેવાને ઉત્સુક થયો કેમકે હવે તેને સંન્યાસ દિક્ષા લેવામાં કોઇપણ જાતનો પ્રતિબંધ નડતો નથી.

# દ્વાવિંશતિતમ પરિચ્છેદ.

## સંન્યાસી.

ॐ नमः शिवाय ॐ नमः शिवाय ॐ नमः शिवाय

યોગી પ્રભાતના મુખમાંથી ઉક્ત શિવ પંચાક્ષરી શબ્દો નીકળે જાય

છે. અત્યારનો સમય પ્રાતઃકાળનો છે. અત્યારે પ્રભાત કંઇક ધામ-ધુમમાં હોય તેમ જણાય છે. પુજા સામગ્રી સર્વે તૈયાર કરી રાખી છે. હવે તો માત્ર ગુરૂજીના આવાગમનનીજ ખોટી છે.

વાચક બંધુ ! આજે પ્રભાતચંદ્ર સંન્યાસ દિક્ષા લેવાનો છે. તે પહેલાં તે સંન્યાસ લેવાને અધિકારી છે કે નથી તે વિષે જરા આપણે તપાસીએ.

શાસ્ત્રની આજ્ઞાનુસાર મુમુક્ષે પ્રથમેવ બ્રહ્મચર્યાશ્રમ, દ્વીતીય ગૃહસ્થાશ્રમ, તૃતીય વાનપ્રસ્થાશ્રમ અને અંતિમ ચતુર્થ સંન્યાસ આશ્રમ ગૃહણ કરવો.

સંન્યાસ આશ્રમ લેતાં પહેલાં તે મનુષ્યે મનુષ્યને માથે રહેલાં ત્રણ ઋણથી મુક્ત થવું જોઇએ અને ત્યાર પછીજ સંન્યાસ દિક્ષા લેવાનો વિચાર કરવો જોઇએ. જો તે ઋણમાંથી મુક્ત થયા સિવાય સંન્યાસ દિક્ષા ગૃહણ કરનાર વ્યક્તિ નર્કાગામિ થાય છે. એમ મનુ ભગવાનનું કહેવું છે.

ત્રણ રૂણ, ત્રણ આશ્રમમાં રહી ફીટાડી શકાય છે.

**મનુષ્યને માથે રહેલાં ત્રણ રૂણ.**

**१ देवऋण, २ ऋषीऋण, ३ पितृऋण.**

પ્રથમેવ ઋષિરૂણ કે જે બ્રહ્મચર્ય આશ્રમમાં રહી શાસ્ત્રમાં કહેલા વિધી પ્રમાણે વેદો ભણી તે ઋણમાંથી મુક્ત થઇ શકાય છે. દ્વીતીય પિતૃરૂણ જે ગૃહસ્થાશ્રમમાં રહી ધર્મ પ્રમાણે વિવાહ કરી પુત્રોને ઉત્પન્ન કરવાથી તે ઋણમાંથી મુક્ત થઈ શકાય છે. ત્રતીય

દેવઋણ જે વાનપ્રસ્થાશ્રમમાં રહી યથાશક્તિ યજ્ઞોથી યજન કરીને તે ઋણમાંથી મુક્ત થઇ શકાય છે તો તે ત્રણ આશ્રમોમાં રહી ત્રણ ઋણમાંથી મુક્ત થવા પછીજ મોક્ષ માટે વિચાર કરવો.

( સન્યાસ લેવો. )

યોગી પ્રભાત અત્યારે તારી સંન્યાસ દિક્ષા લેવાની વૃત્તિ છે કિન્તુ હું તને પ્રશ્ન કરીશ કે શું તું ત્રણ આશ્રમોનું પ્રતિપાદન કરી તે ત્રણ રૂણમાંથી મુક્ત થયો છે?

ઋષી રૂણમાંથી મુક્ત થવા શાસ્ત્ર વીધી પ્રમાણે વેદાધ્યયન કર્યું છે? હાજ, કેમકે ૮ થી ૧૫ વર્ષની ઉમ્મર થતાં સુધી પિતાશ્રી યાદવરાય તરફથી સંધ્યા આદિથી દેવાર્ચન વૈશ્વદેવ પર્યંત **कर्मकांड** અને **ऋग, यजु साम अन अथर्व** વેદ મુખપાઠ કરવાને તું ભાગ્યશાળી થઇ ચુકયો છે અને તેનું અધ્યયન તને અત્યારે નિત્ય થએ જાય છે જેથી તું ઋષી ઋણમાંથી મુક્ત થઇ ગયો લેખી શકાયજ. પંદરમા વર્ષે લગ્ન થયું જેથી બ્રહ્મચર્ય આશ્રમ તે ભોગવ્યોજ લેખાય.

દ્વીતીય ગૃહસ્થાશ્રમમાં પિતૃઋણ કે જે ધર્મ પ્રમાણે વિવાહ કરી પુત્રોને ઉત્પન્ન કરવા.

પ્રભાત આ બાબત તારે માટે જરા ગુંચવણ ઉભી કરનારી છે ખરી કેમકે ધર્મ પ્રમાણે તેં વિવાહ કર્યો જેથી તું ગૃહસ્થાશ્રમી કહેવાયો પરંતુ પુત્રની ઉત્પત્તિ ક્યાં?

પ્રભાત તારે માટે ઘણી બારીઓ છે, ભલે તું પુત્ર ઉત્પન્ન કરી શકયો નથી. છતાં તું પિતૃરૂણમાંથી મુક્ત થઈ શકે છે. જો સાંભળ.

જેને ષડ્રિપુઓ તાબે છે. મારૂં અને તારૂં ભિન્ન નથી. માન

અને અપમાનની પરવા નથી. સુખ અને દુઃખ સમાન છે તેવા પરંમ પવિત્ર પુરૂષ ઉપર ઉક્ત ત્રણ ઋણોનો અધિકાર બિલકુલ ચાલતોજ નથી. પ્રભાત જેનો અધિકારી હું તને માની શકું છું, વળી ગત પરિચ્છેદમાં સંસારની સહચારીણી ગુણીની તને રજા પણ મળી ચુકી છે.

છતાં તારૂં મન તે રૂણમાંથી મુક્ત થવા વિષે સંતોષ થતું ન હોય તો હે મુમુક્ષુ–સંન્યાસ દિક્ષાના આકાંક્ષાયી તારે શું કરવું? એક ઋણને માટે તારે તારાં યોગાભ્યાસને પાણીના રેલાએ શું વ્હેતો કરવો?

નહિજ જો તારી સંન્યાસ દિક્ષા લેવાનો નિશ્ચય છે તો શ્રી આદ્ય શંકરાચાર્યનું ઉદાહરણ લે–તેઓશ્રીનાં પગલે ચાલ.

પ્રથમેવ પરમાત્માની સંન્યાસ દિક્ષા લેવાની ધારણાએ પોતે શાસ્ત્રમાં કહેલું પિતૃઋણમાંથી મુક્ત થવાનું સાધન "લગ્ન સંસ્કાર" નો વિચાર માંડી વાળ્યો. માતાની પોતાના તરફની મમતા ના ઉચ્છેદન માટેનું આ બીજ રોપાયું.

એક બાજુ માતાનો પોતાના પ્રતિ વિશુદ્ધ પ્રેમ, બીજી બાજુ હૃદયનો ગાઢ વૈરાગ્ય!!! માતાની આજ્ઞા વિના સંન્યાસ દિક્ષા કેમ લઇ શકાય! માતા જેવી માતાથી પુત્રને યોગી થવાની આજ્ઞા પણ કેમ આપી શકાય!!! શંકર પ્રભુને વિચાર થયો, હવે શું કરવું? કોઇપણ ઉપાએ માતાની આજ્ઞા મેળવવાના ઉપાય માટે વિચારમાં પડ્યા. અંતિમ પોતાને એક ઉપાય સુજી આવ્યો અને તે એ કે એક દિવસ માતા સહ પ્રભુ સરવર પર સ્નાનાર્થે ગયા.

શંકર જે ઇશ્વરનો અંશ છે–જે સર્વ સત્તાધિશ છે તેને જોઇતી

સામગ્રી મેળવવી શું વિસાતમાં છે. પોતે સ્નાનાર્થે સરવરમાં ઉતર્યા, જે વખતે માતા કાંઠાપર ઉભા રહેલાં હતાં. પ્રભુએ સંકલ્પ કર્યો. સ્નાનની તૈયારી કરી તેટલાં પોતે એક ભયંકર ચીસ પાડી.

પુત્રની ભયંકર રાડથી માતા હાંફળાં ફાંફળાં બની ગયાં. તપાસ કરતાં જણાયું કે પુત્રનો જમણો પાદ એક ભયંકર મગરના મુખમાં છે.

પ્રિય વાંચક વૃંદ ! અત્યારે પુત્રને મગરના મુખમાં અવલોકતાં પુત્ર પ્રેમી માતાના હૃદય ઉપર કેવો આઘાત થયો હોવો જોઇએ?

માતા બિચારી ગાભરી બની ધરણીપર પછડાઇ. ચક્ષુમાંથી શ્રાવણ ભાદ્રપદ વ્હેવવા માંડયો. ઘુંટણે પડી પૃથ્વીપર વારે વારે ચુમી લેવા માંડી. વ્યોમ તરફ પોતાના ઉભય કરોને ઉંચા કરી અંતર્યામિને વિનવવા લાગી; ત્યાંતો બળતામાં ઘૃત હોમાયું. પુત્ર શંકરે કરૂણ રવ કાહાડયો.

" માતા બચાવો, બચાવો. મારો પ્રાણ જાય છે. "

અબળા બિચારી શું કરે, જળમાં ઉતરી પુત્રને ભેટી પડી, પણ અફસોસ તેથી થોડો કંઇ મગરના મુખમાંથી પુત્રના પાદને છોડાવી શકાયો.

માતાના અતુલ્ કલ્પાંતની પરિસીમા રહી નહિ. અંતિમ અબળા જાતિ આત્મઘાત ઉપર ઉતરી. તૈયારી કરી તેટલાં પુત્ર શંકર 'હાં' શબ્દ કહી અટકાવતાં દયાર્દ્ર હૃદયે બોલ્યા.

" માતા તમારા દેહના બળિદાનથી શું હું કષ્ટથી બચી શકું તેમ છે ? નહિજ. એકને થતી વેદના અન્યે ઔષધ ખાવાથી મટવાની નથી તે આપ જાણો છો. આપ મારા દુઃખને માટે મરવા તૈયાર

થયાં છો. શું તમારે મારો આ હાલતમાં ત્યાગ કરવાનો વિચાર છે? જો પુત્ર પ્રતિ અદ્વૈત પ્રેમ હોય તો આ કલ્પાંત છોડી દ્યો. હિમ્મત ધરો. ઉપાય યોજો. શંકરે બંધનમાં જકડી.

માતા ભારે વિમાસણમાં પડ્યાં. અગમ નિગમનું ભાન ભુલ્યાં. એકે ઉપાય સુજ્યો નહી.

માતાને ગભરાતાં જોઇ શંકર વધ્યા. માતા! શું આપ મને આ સંકટમાંથી બચાવવાને ઉપાય રહિત છો? આપના પ્રમાદ પણામાં આપ નક્કી માનજો કે થોડા સમયમાં આપ આપના પુત્રને ગુમાવી દેશો. શંકરે બરાબર ઉપાય લીધો.

ઉપાય! ઉપાય!! હાય......માતા ધરણીપર પછડાયાં.

ઉપાય બતાવું? શંકરે ધીમેથી કહ્યું.

હા જોઇએ છે એક નહિ પણ અનેક ઉપાયની જરૂર છે. પુત્ર શંકર! તારા બચાવના ઔષધમાં આ માતાના પ્રાણ જોઇશે તો તે પણ ખુશીથી મળશે. માતાએ સિદ્ધાંત કહ્યો.

"વર્તશો?" શંકરે પ્રશ્ન કર્યો.

"ખુશીથી" માતાએ નિશ્ચય બતાવ્યો.

"આપો વચન," શંકરે વચન માગ્યું.

"નથી વિશ્વાસ? લે આ વચન. સત્વર જણાવ. માતાએ વચન આપ્યું.

તો આપો આજ્ઞા. આ તમારા પુત્રને સંન્યાસ દિક્ષા લેવાનો વિચાર છે. શંકરે હૃદયોદ્‌ગાર કહ્યો.

હૈં !!! માતા ચમક્યાં.

તે સિવાય તમારા પુત્રને મગરના મુખમાંથી મુક્ત કરવાનો અન્ય ઉપાય નથી. શંકરે કહ્યું.

અફસોસ !!! માતા દિલગીરીમાં ગરકાવ થયાં. ભારે વિમાસણમાં પડ્યાં. થોડીવાર પછી કંઇ મનથી વિચાર કરતાં હોય તેમ જણાયાં.

પુત્રનું મૃત્યું થતાં પુત્રના દેદારની આજે પૂર્ણાહુતી છે. સંન્યાસ દિક્ષા ભલે પરિચયનો ત્યાજ્ય છે કિન્તુ કોઇ વખતે પણ સંન્યાસી રૂપે પુત્રનાં દર્શન કરવાની હાથમાં બાજી રહેશે ખરી. શું કરવું ? હા કે ના ? હા. મૃત્યુ કરતાં સંન્યાસી થયો સારો. માતાએ મનથી આજ્ઞા આપવાને સિદ્ધાંત કર્યો અને પુત્રને પુછ્યું.

બેટા તું સંન્યાસી પછી મારૂં ?

તમારૂં ? તમારૂં પોષણ—તમારૂં રક્ષણ—તમારૂં જીવન પરબ્રહ્મ સ્વામિના હાથમાં હું સોપું છું. શંકરે “ પરબ્રહ્મ ” ની ઓળખ આપી.

પણ મારા મર્ણ પાછળની ક્રિયા તારેજ કરવી. માતાએ વચન માગ્યું.

અસ્તુ. શંકર તેમ કરવા બંધાયા.

માતા પ્રભુ સ્તુતિ કરવા મંડી ગયાં. અંતર્યામિ પ્રભુ તારો માલ તું સંભાળજે. શંકર તારૂં બાળ છે. મારૂં કંઈ નથી. સંન્યાસ દિક્ષા લેવાની મારી આજ્ઞાથી શંકર આઁ મગરના મુખમાંથી બચવા પામતો હોય તો પ્રભુ હું ખુશીથી આજ્ઞા આપું છું. પ્રભુ તેમાંથી

તેનું રક્ષણુ કરો. માતાએ શંકર ઉપરથી પોતાનો દાવો લઇ લીધો. મગરના મુખમાંથી પણ શંકર મુક્ત થયા. શંકરે અંતિમ પોતાનું ધાર્યું કાર્ય કર્યું.

યોગી પ્રભાત તું એટલી બધી આફતમાં તો નથી. આ વિશ્વ વાટિકામાં ગમે ત્યાં રટણ માટે તું તારી તાતની આજ્ઞા મેળવી ચુકયો છે; જેમાં તાતની આજ્ઞામાં માતાની પણ સમાઈ જાય છે કેમકે માતા તાતની આજ્ઞાને સ્વાધિન હોવીજ જોઇએ.

સ્રી વિષે કદાચ મન કચવાતું હોય તો ગત પ્રકરણમાં તેં તેનું કલ્યાણ કર્યું છે. માટે પ્રભાત તું **પિતૃરૂણ**માં બીલકુલ છેજ નહિ.

તૃતીય દેવઋણ કે જે યજન યાજન કરવું, તેમાં તો પ્રભાત તારૂં આચરણ છે જેથી ખરી રીતે તું ત્રણ ઋણમાંથી મુક્ત થઇ ચુકયો છે માટે ગુરૂજીના મનનું સમાધાન કરી સંન્યાસ દિક્ષાને ગૃહણ કર.

પ્રભાત ગુરૂજીની રાહ જોઇ બેઠો છે ત્યાંતો ગુરૂજી આવી પહોંચ્યા. પ્રભાતે પ્રણિપત્ય કર્યું. ગત દિવસના ઠરાવ પ્રમાણે ગુરૂશ્રી પાસે પ્રભાતે ગુરૂદિક્ષાની યાચના કરી.

ગુરૂશ્રીએ સંન્યાસ દિક્ષા લેતાં પહેલાં ત્રણ આશ્રમ અને મનુષ્યને માથે રહેલાં ત્રણ ઋણની વાત ફેડી. પ્રભાતે ઉક્ત વિષયથી ગુરૂના મનનું સમાધાન, કર્યું. ગુરૂશ્રી સંતોષ થયા. પ્રભાતને હવે ગુરૂ દિક્ષા આપવામાં બિલકુલ વાંધો નથી ધારી પોતે દિક્ષાની ક્રિયા ચાલુ કરી.

પ્રથમેવ ગુરૂશ્રીએ તિર્થપર જઇ પૂર્વાંગ–ઉત્તરાંગ પ્રાયશ્ચિત આપ્યું.

તે દિવસ પ્રાયશ્ચિત આપવામાંજ વ્યતિત થયો. બીજે દિવસે દિક્ષાની ક્રિયા ચાલુ કરી. સંકલ્પની પેહેલ કરી, નિયમાનુસાર કર્મ પછી સંન્યાસ દિક્ષાની ક્રિયાનો પ્રારંભ થયો. સંન્યાસ્ત દિક્ષા ગુરૂએ આપી–દંડ કમંડળ ધારણુ કરાવી ગુરૂશ્રીએ મૂળ મંત્રનો ઉપદેશ કર્યો. બાદ નારાયણ યજન કર્યું આજથી પ્રભાતચંદ્રે " **પ્રકાશાશ્રમ સરસ્વતી** " નામ ધારણુ કર્યું.

મુંડન કરાવેલું શિર–લલાટમાં ભસ્મ, હસ્તમાં દંડ–નિકટમાં જળાર્થ કાષ્ટ પાત્ર–કમંડલ, વપુ ઉપર પરિધાન કરેલું ભગવું વસ્ત્ર. પદ્માસન વાળી બેસવાની કૃતિ ખરેખર હવે પ્રભાત નહિ પણ " **બ્રહ્મ સ્વરૂપ** " " **પ્રકાશાશ્રમ સરસ્વતી** " જ છે. ગુરૂએ બોધ ચાલુ કર્યો.

## ગુરૂબોધ.

" હે પ્રકાશાશ્રમ સરસ્વતી ! આ તારી જીંદગીનો છેલ્લો આશ્રમ છે અને જે મોક્ષને માટે છે તે તું જાણે છે, જેના શું ધર્મો છે તે વિષે હું તને સમજાવું છું. તે પહેલાં મારો એક હૃદયોદ્ગાર તને શ્રવણુ કરાવવાની મારી ઇચ્છા છે અને તે એકે.—

" ઘણાઓનું કહેવું થાય છે કે ગૃહસ્થાશ્રમમાં રહીને ત્યાગ બુદ્ધિ ક્યાં રહી શક્તિ નથી તેના પ્રત્યુતરમાં હું એટલુંજ કહીશ કે ત્યાગ બુદ્ધિતો કદાચ રહી શકે છે કિન્તુ માન–અપમાન છુટતું નથી અને અભિમાનતો સચોટજ રહે છે. ત્યાગી–સંન્યાસ્ત આશ્રમમાં ભિક્ષા માગવાથી અર્ધે અભિમાન અને દેહાધ્યાસ છુટે છે. વળી માનાપમાન છુટવા કંઇ રસ્તામાં પડ્યાં નથી. સમર્થ યોગીઓથી

પણ તે છોડવાં મુશ્કેલ છે, તો પછી ગૃહસ્થાશ્રમીનું શું ગજું."

મોક્ષની ઇચ્છા હોય તો વિષ કહેતાં ઝેરની પેઠે વિષયોની આકાંક્ષા સ્વપ્ને પણ કરતો નહિ કેમકે તે જન્મ મરણના લક્ષચોરાશી ફેરાને પ્રાપ્ત કરાવે છે. તે હળાહળ વિષ જેવા વિષયોનો સર્વથા ત્યાજ્ય કરનાર **બ્રહ્માનંદ** સર્વદા પ્રગટે છે.

વળી આત્મા સંસારમાં નથી જેમ ગરમ કરેલાં લોહનો આકાર કરવા સારૂ લોહાર લોહને ટીપે છે અને જેમ લોહની સાથે અગ્નિ પણ કુટાતો દેખાય છે એ પ્રમાણે આત્મા અસંગ છતાં પણ અનાત્મ અભ્યાસથી દેહાદિકના જન્મ-મરણ રૂપ સંસાર ધર્મોનો અનુભવ કરતો પુણ્યથી સ્વર્ગાદિ લોકમાં અને પાપ કર્મોથી નર્કાદિમાં ભ્રમણ કરતો દુઃખ પામતો જણાય છે માટે વાસ્તવિક જોતાં આત્મા સંસારમાં નથી તો સંસારનાં વિષયોમાં આશક્તિ રાખીશ નહિ. એટલું કહી હવે હું તને ટુંકમાં સંન્યાસીના ધર્મ સમજાવું છું તેનું શ્રવણ કર.

## —સંન્યાસીના ધર્મ—

**अ[illegible]भे [illegible]न्तः पवित्रो[illegible] मुनिः**
**सम्रु पोढेषु कामेषु निरपेक्षः परिव्रजेत ॥ १ ॥**
**अनग्नि [illegible]ः स्याद्ग्राम मन्नार्थमाश्रयेत्**
**उपेक्षकोऽशङ्कु सुको मुनिर्भाव समाहितः ॥ २ ।**

**सत्यां वाचमहिंस्रांच वदेदन पकारिणीम**
**कल्कापेतामपरुषा मनृषं साम पैशुनाम् ॥ ३ ॥**

**मनुस्मृति**

સંન્યાસીએ ઘરમાંથી બહાર નીકળીને વનમાં જવું. દંડ કમંડળ વગેરે પવિત્ર વસ્તુઓને સાથે રાખવી–મૌન રાખવું. કોઇ કામના પુરનાર ઉત્તમ વૈભવો પાસે લાવીને મુકે તો પણ તેના ઉપર સ્પૃહા રાખવી નહિ. પુત્રાદિક પાસે આવે તોપણ તેના તરફ સ્નેહ દ્રષ્ટિથી જોવું નહિ. તેની સાથે બેસવું નહિ તેમ વાત પણ કરવી નહિ.

ગૃહ્યાગ્નિનો અને ઘરનો ત્યાગ કરી દેવો શરીરમાં વ્યાધિ થાય તો તેની ઉપેક્ષા કરવી. બુદ્ધિને સ્થિર રાખવી. વાણીને નિયમમાં રાખવી. મનવડે સાવધાન રહેવું; એટલે મનમાંથી સંકલ્પ વિકલ્પોને દૂર કરવા. વનમાં રહેવું. માત્ર નહિ ચાલતાં અન્નને માટેજ ગ્રામ્યમાં જવું.

સત્યપર પ્રીતિ રાખવી. હિંસા દોષથી રહિત, કોઇનું ભૂડું નહિ કરનારી કપટ રહિત તીક્ષ્ણતા રહિત અને જેમાં કોઇની ચાડી નહિ હોય તેવીજ વાણી વદવી.

અહિંસા ન થાય તેની સંભાળ રાખવી. વાદવિવાદનો ત્યા જય કરવો–ષડ્રિપુઓને સ્વાધિન કરવા. માથાના ડાઢીના અને મુછના વાળ મુંડાવી નાખવા. હાથમાં દંડ તથા કમંડલ રાખવાં તથા પ્રાણી માત્રને પીડા કર્યા વગર જગતમાં વિચરવું

હે "પ્રકાશાશ્રમ સરસ્વતિ" આતો મેં તને મુખ્ય ધર્મ કહી

સંભળાવ્યા. પરંતુ તે સિવાય ઘણુા છે, જે હું તને પછીથી સમજા વીશ. વગેરે ગુરૂશ્રીએ મુખ્ય સંન્યાસીના ધર્મ કહી સંભળાવી ભિક્ષાનો સમય થવાથી ગુરૂશ્રી ભિક્ષાર્થે ત્યાંથી પ્રયાણુ કરી ગયા, સંન્યાસી પ્રભાત ગુરૂના બોધનું મનન કરવા લાગ્યો. બ્રહ્મ સ્વરૂપની અંતરમાં સ્થાપના કરી ગુરૂશ્રીએ આપેલો મુળમંત્ર પ્રણુવનો જાપ જપવામાં લીન થયો.

પ્રિય વાચક વૃંદ! અંતિમ હાલતો આ આપણી " પ્રભાત ચંદ્ર " નામની નવલ કથાના પ્રથમ ભાગના અંતમાં " પ્રભાત ચંદ્ર " ને સંન્યાસ દિક્ષા અપાવી મોક્ષ માર્ગની સીડીપર ચડેલો જોઇ પ્રથમ ભાગને સમાપ્ત કરીશું. અસ્તુ.

ૐ શાન્તિ: ૐ શાન્તિ: ૐ શાન્તિ:

## યાચના.

પ્રિય વાચકવૃંદ! આ નવલકથાનો લેખક તારી પાસે એક યાચના કરે છે.

જો કે લેખક પોતે વિદ્વાન—સમર્થ—પારાંગત નથી છતાં પોતાની બુદ્ધિ અનુસાર પોતાનો હૃદયોદ્ગાર બહાર લાવવા તારી પાસે લેખક, યાચક—ભિક્ષુક રૂપે અપરાધી તો નહિજ લેખાશે.

બંધુ! કદાચ તું લક્ષ્મિપતિ હોઇશ તો મને લક્ષ્મિની ઇચ્છા નથી કેમકે લક્ષ્મિને મહાપુરૂષો કલેષનું સ્વરૂપ માને છે. વેષ્યા લેખે છે. કદાચ તું સત્તાધારી હોઇશ તો મને સાહાયતાની પણુ જરૂર નથી કારણુ કે આ નાશવંત જગતમાં વિચરનાર પ્રાણી

નાશને પાત્ર છે તો તે માંહેનો તું પર્ણ એક છે તો તારી અલ્પ સમય માટેની સાહાયતાની મને લાલસા નથી. કદાચ તું નૃપ હોઇશ તો મને રાજ્ય પણ જોઇતું નથી. કેમકે હું જાણું છું કે રાજ્યની પ્રાપ્તિ માટે તપ સરલ સાધન છે અને તે મને વિકટ નથી.

રાજ્યાધિકારીના ધર્મ કઠણુ તે કોઇકજ ભાગ્યશાળી નૃપ પાળી શકે છે. નહિ પાળનારા નર્કગામી થાય છે, માટે રાજ્ય મને જોઇતું નથી.

આ નવલકથાના લેખનમાં મારો દોષરહિત રહેવાનો બીલ્કુલ દાવો નથી કેમકે આ મારો પ્રથમ પ્રયાસ છે, જેથી દોષરહિત હું ભાગ્યેજ હોઇશ. કિન્તુ જેમ હંસ પય અને જળના મિશ્રણમાંથી જળનો ત્યાજ્ય કરી પયને ગ્રહણ કરે છે. પોતે જળને અવગુણ લેખે છે. પયને ગુણી માને છે.

તું પણ અવગુણ રૂપી જળ લેખકના દોષનો ત્યાજ્ય કરી તને ભાસતા ગુણરૂપી પય આ કથાના રહસ્યને ગૃહણ કરજે. તેનું મનન તારા સ્મરણમાં સદૈવને માટે તાજું રહે તેજ મારી તારા પ્રતિ યાચના—ભિક્ષા છે જો તે ભિક્ષા તું આપીશ તો લેખક પોતાની મેહેનતનો સદ્‌ઉપયોગ થતો જોઈ સંતોષ થશે. અસ્તુ.



# હિત-રસ.

લેખક-પ્રભાશંકર ગોવિંદરામ શુકલ.

પ્રિય વાંચક ગણને નિચેનો "હિત-રસ" લાભદાયી નીવડવાની ઈચ્છાએ અત્રે તેનું ટાંકણુ કર્યું છે જે તરફ વાચક ગણનું ધ્યાન ખેંચવા લેખક યાચના કરે છેઃ—

**ઉત્તમમાં ઉત્તમ શું ?**
**મધ્યમમાં મધ્યમ શું ?**
**અધમમાં અધમ શું ?**

**विषय**

૧ સર્વે વિષયો જેમાં (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ-મત્સર, માયા) પણ આવે છે તે સર્વેથી વીરક્તતા રાખવી તે **ઉત્તમમાં ઉત્તમ છે.**

૨ વિષયોમાં સામાન્ય ભાગ લેવો જેમાં (કાયિક, વાચિક, માનસિક) પણ આવી જાય છે તેનાથી સામાન્ય ભાગ લેવો તે **મધ્યમમાં મધ્યમ છે.**

૩ ઇન્દ્રિયોમાં લીન બની વિષયોમાં તલ્લિનતા રાખવી તે **અધમમાં અધમ છે.**

## स्तक

૧ જ્ઞાનને વધારનારાં પુસ્તકોનું અધ્યયન કરી તેનું પૂર્ણ ભાવે મનન કરી તેમાંથી સાર દોહન કર્યો હોય, તેવું વર્તન કરવું તે **ઉત્તમમાં ઉત્તમ** છે.

૨ માત્ર અધ્યયનજ કરવું તે **મધ્યમમાં મધ્યમ** છે.

૩ પરંતુ જ્ઞાનનો નાશ થનારાં, નાસ્તિકતા દર્શાવનારાં પુસ્તકો વાંચવાં તે **અધમમાં અધમ** છે.

## दान

૧ પોતાની યથાશક્તિનુસાર અધિકારીને ગુપ્ત દાન કરવું યા દિનનો પરોપકાર કરી તેની અંતર આશ ઠારવી તે **ઉત્તમમાં ઉત્તમ** છે.

૨ માનસિક દાનવૃત્તિ રાખી અન્ય પાસે કરાવવું તે **મધ્યમ** છે.

૩ પોતે કરવું નહિ તેમ અન્યને દાન કરતાં અટકાવવું તે **અધમમાં અધમ** છે.

## उपका

૧ અહં મમત્વનો ત્યાગ કરી શ્રી સચ્ચિદાનંદ બ્રહ્મ રૂપમાં થઇ અર્થાત સ્થૂળ સૂક્ષ્મ ઇન્દ્રિયોનો નિગ્રહ કરી મન સ્થિર રાખી પ્રત્યેકનું શ્રેય કરવું તે **ઉત્તમમાં ઉત્તમ** છે.

૨ ગ્રહસ્થાશ્રમમાં રહી હરિ સ્મરણ કરવું તેથી **ઉતરતું** છે.

૩ ઢોંગી બની સ્વાર્થ કરવો તે **અધમમાં અધમ** છે.

## समानता.

૧ અંત ઘડીએ પણ સત્ય વચન વદવું—સર્વે પ્રાણિપર સમાન દ્રષ્ટિ રાખવી તે **ઉત્તમોત્તમ** છે.

૨ માત્ર સ્નેહીપરજ પ્રેમ તે **મધ્યમ** છે.

૩ સ્નેહી કે વૈરી ન ગણકારતાં જુઠ વચને અન્યને ફસાવવાં **અધમમાં અધમ** છે.

## सुवाक्य.

૧ ભયંકર સ્થીતિમાં આવી પડેલાને તેના અવદોષો કહી બતાવવા તે મરતાપર માર મારવા બરાબર છે. પરંતુ પોતાના માહાન શત્રુને પણ તેના કરેલા સર્વે અવદોષોનું ક્ષાંતિસુધાએ પાન કરી તેની ભયંકર સ્થીતિમાંથી બચાવવો અને મિષ્ટ વચનોએ આશ્વાસન આપી તેને ઠારવો તે **ઉત્તમમાં ઉત્તમ** છે.

૨ માત્ર જાતેજ સાવધ રહેવું તે **મધ્યમ** છે.

૩ પરંતુ કટુ વચને અન્યનું અહિત કરવું તે **અધમ** છે.

## द्रव्याभोग.

૧ મહાન પરાકાષ્ટાએ સંચય કરેલું દ્રવ્ય ઘણે ભાગે પરમાર્થે કરવું તે **ઉત્તમોત્તમ** છે.

૨ કેવળ સ્વાર્થમયજ તેનો ઉપભોગ કરવો તે **મધ્યમ** છે.

૩ કૃપણતાએ કેવળ દ્રવ્યને સંગ્રહ કર્યાજ જવું તે **અધમ** છે.

મતલબકે જેમ દર ખોદનાર ઉંદર હોય છે પરંતુ તેનો ભોગી ભોરીંગ થાય છે તેમ તેની કૃપણુતાએ સંચય કરેલા દ્રવ્યનો ભોગી અન્ય ઉપસ્થિત થાય છે.

**प्रमाद.**

૧ પરોપકાર કરવામાં અને સત્કર્મ કરવામાં કિંચિત વિલંબ ન કરવો તે **ઉત્તમોત્તમ** છે.

૨ વાયદાસર વર્તન રાખવું **મધ્યમ** છે.

૩ શુભ કાર્યમાં કેવળ પ્રમાદથી આવર્ણાએલું રહેવું તે **અધમતામાં અધમ** છે.

**सन्मार्ग.**

૧ અજ્ઞાતને જાણીતા કરી સર્વપર સમાન દ્રષ્ટિએ સુમાર્ગે દોરવાં તે **ઉત્તમ** છે.

૨ પોતે સ્વાર્થમય એકલાએજ સન્માર્ગે જવું તે **મધ્યમ** છે.

૩ પોતે સન્માર્ગે જવું નહિ—સત્કર્મ કરવું નહિ તેમ સન્માર્ગે જવા દેવું નહિ તેમજ સત્કર્મ કરવા દેવું નહિ તે **અધમમાં અધમ** છે.

**हित.**

૧ સર્વ પ્રાણીપર પ્રેમ દ્રષ્ટિએ સર્વનું શુભ ઇચ્છવું તે **ઉત્તમ** છે.

૨ માત્ર પોતાનું કે પોતાના કુટુંબનું યા સ્નેહિઓનુંજ ભલું ઇચ્છવું તે **મધ્યમ** છે.

૩ દુષ્ટ કૃત્યે પોતાના સ્વાર્થમાંજ પ્રેરાઇ અન્યનું ગળું રેંસવું તે **અધમમાં અધમ** છે.

**सहवास.**

૧ માહાત્માઓ અથવા જ્ઞાતાઓના સહવાસમાં આજ્ઞાનુસાર આચરણ કરવું તે **ઉત્તમ** છે.

૨ ઉત્તમ મનુષ્યોનો સહવાસ ઇચ્છવો પરંતુ તે મેળવવા પ્રયત્ન ન કરવો અને મળ્યો હોય તો રાજી રહેવું ખરૂં પરંતુ તેમની આજ્ઞા પ્રમાણે વર્તવામાં શિથિળતા રાખવી તે **મધ્યમ** છે.

૩ જ્ઞાતા અને માહાત્માઓની નિંદા તે **અધમમાં અધમ** છે.

**कलह.**

૧ કલહથી અળગા રહેવું-દરેકને શાંત પાડવા **ઉત્તમોત્તમ** છે.

૨ કલહ થાય ત્યાં ઉભા રહી શ્રવણ કરવું **મધ્યમ** છે.

૩ પોતેજ કલહ કરવો **અધમમાં અધમ** છે.

---

## ડાહ્યો ડહાપણમાંજ ડુલશે.

**છપ્પો.**

ડાહ્યો ડાહાપણમાં ભરમાઇ<br>
પુંજી ભેળી કરી ચતુરાઇ<br>
મનમાં રાખી મા'તમ મોટું<br>
ફરતા જગમાં સવાઇ<br>
જ્યાં કાળ જપાટે પકડ્યું ખોખું<br>
જ્ઞાની રાઈ દવાઇ —ડાહ્યો૦

લક્ષ્મિપતિ બનવાને કાજે
વાપરતો નથી પાઇ
લાખતણો લખેશરી બનીયો
તોપણ આશ લંબાઇ —ડાહ્યો.

મારૂં જે તે મારૂં માન્યું, તારૂં નથી તલભાર
હંસલો તન પિંજરથી જાતાં, પડયું રે'શે ઘરબાર—ડાહ્યો.

લેખક.

## હરિસ્મરણ.

તજી જીવ વાસના જુંઠી
ભજી લે જગતના સ્વામિ
જગતના સ્વામિ ભજીલે જગતના સ્વામિ
નહિ સુત ભગિની ભ્રાત દારા અંતના બેલી
છે સ્વાર્થમય સંસાર વિણુવિત હાંકશે મારી (૨) તજી૦

જુઠ કપટ સંસાર ઝેરી, ઝેરની ગોળી
રાખ જીવ ઇશ ભાવના તજી મોહને ટાળી
જ્ઞાનને વૈરાગ્ય મય સજી સાધના તારી
બે પિછાણી બ્રહ્મને થા શાંતતા કારી—તજી૦

લેખક.

# શંકરાચાર્ય કૃત.

## ( પંચ રત્ન તથા દ્વિરત્ન. )

આ આર્યા વર્તમાં માન પામેલું અને ઉત્તમ શ્રી શંકરાચાર્ય પંચ રત્ન તથા દ્વિરત્ન છે. જેમાં વિવેક ચુડામણી, અપરોક્ષાનુંભુતિ, સ્વાત્મનિરૂપણ, આત્મ બોધ, વાક્ય વૃતિ, સાધન પંચક અને હસ્તા મલક એટલાનો સમાવેશ છે. શ્રી શંકરાચાર્યનાં રચેલાં હજારો પુસ્તકોમાં આ વધારે વખણાએલું અને તત્વ જ્ઞાનથી ભરેલું છે. આ ગ્રંથ સંસ્કૃત ભાષામાં હોવાથી આધુનિક આર્ય પ્રજાથી તે ભાષાની બીનમાહેતીના લીધે તેનો લાભ જોઇએ તેવો લઇ શકાતો નથી. આથી તેવા એક અતિ ઉત્તમ ગ્રંથનું ગુજરાતીમાં મુળ શ્લોક સહીત ભાષાંતર થવાની ઘણી અગત્ય વિચારી શુદ્ધ ગુજરાતી ભાષાંતર કરાવી ઉંચી જાતનાં સુશોભિત, કાગળ સરસ, છાપથી સુંદર, સોનેરી નામના પુંઠા સહીત છપાવી બહાર પાડયું છે. ભક્તિ જ્ઞાન યુક્ત, ધર્મ તત્વને ઉપદેશીને તેમના પ્રસંગો પણ ઘણા જાણવા જેવા છે. માટે સુજ્ઞજનોએ આ પુસ્તકનો લાભ લેવા ચુકવું નહી.

**મુલ્ય માત્ર ૧—૦—૦**

મળવાનું ઠેકાણું—

**પંડિત નારાયણ મુળજીની કંપની**

**બુકસેલર મુંબઈ નં. ૨**

!!! કર્તવ્ય કર્મનું વિશાળ ક્ષેત્ર. જીવનનું સાર્થક. !!!

# ➛ અનાથોનો પોકાર ! ➛

**दरिद्रान्भर कौंतेय मामयच्छेश्वरे धनम्।**
**व्याधितस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधैः ॥**

શાસ્ત્રાજ્ઞાનું પાલન કરવું તે મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. તો દાનવીર શ્રીમંતો ! ઉપરની તે આજ્ઞા પ્રમાણે વર્તી સકમાણી સાર્થક કરો. આ આશ્રમમાં, ધનધાન્યથી વિમુખ, ભુખે મરતાં અને ટળવળતાં અનાથ બાળકો, નિરાધાર વિદ્યાર્થીઓ, આશ્રયહિન વિધવાઓ અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું પોષણ કરી તેમને વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવાય છે. વ્યવસ્થા સંપૂર્ણ સહિસલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે. દાન આપનારનાં નામ અઠવાડીક પેપરમાં બહાર પડે છે. રૂપીઆ એકથી વધુ દાન કરનાર દાતાને રસીદ ઉપરાંત વાર્ષિક રિપોર્ટ મોકલાય છે. **સુપાત્રે દાન એજ સકમાણીની સાર્થકતા છે.** પત્ર વ્યવહાર, મનીઓર્ડર નિચલે સરનામેઃ—

**મણીલાલ રામશંકર ઠાકર.**
મંત્રી—શ્રી ગોપાળ કૃષ્ણ અનાથાશ્રમ.
સિદ્ધપુર.

# અગાઉથી આશ્રયદાતાઓનાં મુબારક નામ.

## મુંબઇ.

૧૦૧) બ્રહ્મનિષ્ટ સ્વર્ગસ્થ

રા. રા. મોતિલાલ દલપતરામ દેસાઇ

સોલીસ્ટર તરફથી તેમના સુપુત્રો.

રા. રા. ધીરજલાલ.

રા. રા. રમણીકલાલ.

૧. રા. રા. રામકૃષ્ણ જેઠાલાલ જોસી.

૧. રા. રા. એસ. એચ. હોડીવાળા.

૧. રા. રા. મણીલાલ કાળીદાસ જોશી.

૧. રા. રા. પી. સી. ધ્રુવ.

૧. રા. રા. ખંડુભાઇ આર. દેસાઇ.

૧. રા. રા. પ્રભાશંકર ઊગરેશ્વર.

૧. રા. રા. ચંદુલાલ અર્જુનલાલ પંડયા.

૧. રા. રા. મોતીલાલ નારાણજી.

૧. રા. રા. જમનાદાસ કલ્યાણજી પારેખ.

૧. રા. રા. શંભુલાલ હરજીવન પંડયા.

૧. રા. રા. છગનલાલ રેવાશંકર પંડયા.

૧. રા. રા. રતીલાલ પ્રભાશંકર.

હા. જેશંકરભાઇ.

૧. રા. રા. ત્રીકમલાલ પ્રાગજીભાઇ.

૧. રા. રા. ચુનીલાલ જેસંગભાઇ.
૧. રા. રા. રણછોડદાસ કુંવરજી દેસાઈ.
૧. રા. રા. શેઠ. મનોરદાસ દયાળદાસની કું.
૧. રા. રા. જયન્તીલાલ ગોકળદાસ ગાંધી.
૧. રા. રા. નાથાલાલ હરગોવીંદ.
૧. રા. રા. વસનજી ગુલાબરામ મેતા.

**સાબલી.**

૧. રા. રા. મોહનલાલ મોતીરામ ભટ.

**બેચણા.**

૧. રા. રા. મગનલાલ હરીશંકર પાઠ્યા.

**ખેડ.**

૧. રા. રા. મહીધરલાલ આત્મારામ વ્યાસ.

**સિદ્ધપુર.**

૧. રા. રા. જેઠાલાલ ચુનીલાલ.
૧. રા. રા. મણીલાલ ગીરજાશંકર પંડયા.

**દેસોતર.**

૧. રા. રા. જેઠાલાલ ત્રીભોવન જોસી.

**ગાંડીઓળ.**

૧. રા. રા. સુંદરલાલ દેવશંકર રાવળ.
૧. રા. રા. છબાલાલ રેવાશંકર ઠાકર.

**જેજવા.**

૧. રા. રા. ઊમીયાશંકર હરગોવીંદ આચાર્ય.
૧. રા. રા. જેઠાલાલ માધવરામ જાની.

**ઇડર.**

૨. રા. રા. પરશોતમ વીરચંદ શાહ.

૧. રા. રા. હરગોવીંદ છગન શાહ.

**વાંસડોળ.**

૧. રા. રા. તુલજારામ આંકળેશ્વર પરોત.

**સુરત.**

૧. રા. રા. છગનલાલ ભાઈદાસ રેશમવાળા

૧. રા. રા. દેરામ સીવલાલ ચીકલીગર.

૧. રા. રા. હરીભાઇ હરજીવન ચીકલીગર.

**નાદોજ.**

૨. રા. રા. શ્રીયુત ઊમીયાશંકર નાથાભાઇ પુરોહીત.

૧. અ. સૌ. બેન લલીતાબાઈ. ડૉકટર. ઊ. ના. નાં ધર્મપત્નિ.

**હૈદ્રાબાદ.**

૨. રા. રા. જેઠીસન મુલચંદ પુરોહીત.

**કચ્છ મસ્કા**

૧. રા. રા. રણછોડદાસ મોરારજી રાજ્યગુરૂ.

**ધીણોજ.**

૧. રા. રા. માણેકલાલ હરીભાઈ.

**બારડોલી.**

૧. રા. રા. જમીયતરામ કેશવરામ પાઠક.

**દમણ.**

૧. રા. રા. જીવણ રતનજી ખત્રી.

**કપડવંજ.**

૧. રા. રા. હીરાલાલ મથુરદાસ.

**મેહેમદાવાદ.**

૧ રા. રા. સવૈલાલ વસંતરાય ભટ્ટ.

**બજાણા.**

૨. રા. રા. પોપટલાલ જેઠીલાલ ઉપાધ્યા.

**કડીઆદરા.**

૧. રા. રા. અમૃતલાલ કામેશ્વર ઊપાધ્યા.

**કુકડીઆ.**

૨. રા. રા. રેવાશંકર નરભેરામ ત્રીવેદી.
૨. રા. રા. દામોદર કાશીરામ વ્યાસ.
૨. રા. રા. ગણુપતરામ કેશવરામ ત્રીવેદી.
૧. રા. રા. પ્રહલાદ નંદરામ ત્રીવેદી.
૧. રા. રા. ઊમીઆશંકર ગોવીંદરામ ત્રીવેદી.
૧. રા. રા. ગણુપતરામ તલકરામ ત્રીવેદી.
૧. રા. રા. જેઠાલાલ હરીશંકર ત્રીવેદી.
૧. રા. રા. કોદરલાલ મહીધર ત્રીવેદી.
૧. રા. રા. પ્રેમાનંદ ત્ર્યંબકરામ ત્રીવેદી.
૧. માસ્તર. અમથાલાલ ગીરધરલાલ ઠાકર.
૧. રા. રા. મોતીરામ ખેમરામ ત્રીવેદી.
૧. રા. રા. જગનાથ કીરપારામ ત્રીવેદી.

**બડોલી.**

૨. રા. રા. જદુરામ દામોદર ભટ.

૨. રા. રા. હરગોવીંદ મુલજી ભટ.
૧. રા. રા. કોદરલાલ જેઠીરામ ભટ.
૧. રા. રા. શીવશંકર ઊમીયાશંકર પંચોલી.
૧. મુકાદમ. દલપતરામ ગીરધર ત્રીવેદી.
૧. રા. રા. મોહનલાલ ગોવીંદરામ જપી.
૧. રા. રા. લાલજી મોતીરામ ત્રીવેદી.

## મુડેટી.

૨. રા. રા. કૃપાશંકર કાલીદાસ શુકલ.
૧. શુકલ. ઊમીઆશંકર જેશંકર શર્મા.
૧. રા. રા. હીરાચંદ ખુમા સોની.
૧. રા. રા. હરીશંકર નર્મદાશંકર શુકલ.
૧. રા. રા. પ્રભાશંકર જમનાશંકર ઠાકર.
૧. રા. રા. શીવશંકર ઊમીઆશંકર શુકલ.
૧. રા. રા. દેવશંકર મોતીરામ ઠાકર.
૧. રા. રા. ચીમનલાલ વૈજનાથ ઠાકર.
૧. રા. રા. વૈજનાથ જદુરામ વ્યાસ.
૧. રા. રા. જગન્નાથ હરીશંકર ઠાકર.

## ચીત્રોડા.

૧. રા. રા. કાશીરામ મોતીરામ પંડયા.
૧. રા. રા. બલદેવ કાલીદાસ શુકલ.

## બ્રહ્મપુરી.

૧. રા. રા. શીવશંકર યાજ્ઞીક.

૧. ગા. રા. શ્રીયુત. મોતીરામ શોભારામ ઠાકર.
૧. રા. રા. હરજીવન ગવરીશંકર જાની.
૧. ત્રવાડી દેવશંકર જીવરામ—આણુંદ.
૧. વકીલ. ફુલચંદ જીવરામ ત્રીવેદી—ઉમરેઠ.
૧. ભાટીઆ. કલ્યાણજી કેશવજી—મુંબઈ.
૧. ઠાકર. ગીરધરલાલ જેઠાલાલ—મુંડેટી.
૧. ત્રીભોવન ઓધવજી—મુંબઈ.

---

# પ્રાચિન જ્યોતિષ વિદ્યા.



ગૃહસ્થો ! જો તમોને અગાઉથી ભવિષ્ય જાણવું હોય તો નીચેને ઠેકાણે મળો અથવા પત્ર લખોઃ—

અમારે ત્યાં જ્યોતિષને લગતાં દરેકે દરેક કામ જેવાં કે જન્મોત્રી, ટપકા, વર્ષફળ, આખી જીંદગીનું ફળ, પ્રશ્ન, મુહૂર્ત વિગેરે બનાવવામાં અને જોઈ આપવામાં આવે છે, એકવાર કામ સોંપી ખાત્રી કરી જુઓ.

હેડ ઑફીસઃ—ટીંટોઇ, જીલ્લા અમદાવાદ.<br>
બ્રાં૦ ઑ૦—મુંબઇ, ભુલેશ્વર કબુતરખાનાપાસે ભાણાભાઇ ચાલ.

જ્યોતિશાસ્ત્રી (જોશી.)<br>
**ગીરજાશંકર છગનલાલ.**



